## રાગ—ચાટડી જુએ છે.

શરણે આવ્યો છું શ્રીમન્નાથજી—રાખો રાખો શરણે.

અનાથના નાથ જાણી, કરણી નવ સારી તોયે:
બાનાને જોરે બીડી બાથજી—રાખો૦

આપને જાણવાની, લેશ ના શક્તિ મારી:
સાંભળી શ્રવણે સદ્ગુણ ગાથજી—રાખો૦

સાંભળ્યું સાચું કરવા, વિનવું ભુજાબળથી સ્વામી:
કરગરતાં ધારૂં ધરણે માથજી—રાખો૦

અપરાધો જોશો માંને, નામની શક્તિ જો જો;
મણીરામ શીરે ધરો હાથજી—રાખો૦

---

ૐ

# શ્રી કેશોદ સાધુ—અનાથ સેવા સદાવ્રત ફંડનો સંવત ૧૯૭૬ ની સાલનો હિસાબ.

---

સર્વેશ્વરની સંપૂર્ણ કૃપાથી આ લઘુ સંસ્થા હવે ચોથા વર્ષમાં પ્રવેશ કરે છે. ગત વર્ષોમાં નાનાં નાનાં ધીમાં પણ મક્કમ ડગલાં ભરતે ભરતે ત્રણ વર્ષ પુરાં કરી ક્રમે ક્રમે વૃદ્ધિગત થવા પ્રયત્ન કરતી આવે છે.

સંસ્થાના ઉત્પાદક, પ્રેરક, સ્થાપક, વાહક અને પ્રમુખ પૂજ્ય પાદ બ્રહ્મનિષ્ઠ મહાત્માશ્રી મુળશંકર મયારામ વ્યાસજી મહારાજજી કે જેઓ આ સૌરાષ્ટ્ર વિભાગમાં " વ્યાસ બાપા " ના નામથી સુવિખ્યાત છે તેમના અંતર:ઉદ્દેશો અદ્યાપિ પર્યંત સંસ્થા સંપૂર્ણ કરી શકી નથી; તો પણ એ પવિત્ર ઉદ્દેશો અચિર કાલમાંજ સિદ્ધ થાય એવા સર્વ પ્રયાસ થતા જ રહે છે, અને આ સંસ્થા માટે પાઠશાળા આદિની તૈયારી કરવા સારૂ જમીન મેળવવા ખુદાવિંદ સૌરાષ્ટ્ર નરેશને અરજ ચાલુ છે. પ્રભુ કૃપાએ જમીન મળી જતાં કાર્યના આરંભમાં કશો પણ વિલંબ થાય તેમ નથી.

વિદ્યાર્થિઓને મદદગાર થવાનો હેતુ પાર પાડવા અર્થેજ આ વર્ષમાં એક વિદ્યાર્થિને સંસ્થા તરફથી સહાય આપવામાં આવેલી છે; અને હજુ પણ જેમ જેમ સંસ્થાનું ફંડ વધતું જશે તેમ તેમ વધારે પ્રમાણમાં સહાયક થવા સમર્થ થવાશે.

વરસાદનું તોફાન થવાથી અનેક ગરીબોના મકાનો રાત્રીમાં પડી જતાં અંત્યજાદિ ગરીબો બેહાલ થઈ જતાં તે વખતે ખાસ તેમને ત્યાં તપાસ કરાવી સર્વને કશી પણ ભિન્નતા વિનાજ યથાયોગ્ય સહાય આ સંસ્થાએ કરી છે.

મૂળ પોરબંદર પણ હાલ કરાંચી નિવાસી શ્રીમતિ ઝવેર બ્હેને આ સંસ્થા તરફથી નાની મોટી રકમોનું ફંડ ઉઘરાવવાનું કામ નિષ્કામ ભાવે ઉઠાવ્યું છે, અને જેની શરૂઆત એ બ્હેને કરી મદદ કરવા માંડી છે; ભવિષ્યમાં પણ એઓ પ્રયત્નમાં અડગ રહી સહાય સંપાદન કરવામાં મચ્યાંજ રહેશે એવી આશા રાખતાં સંસ્થા તરફથી એ બ્હેનને તેમની નિષ્કામ ભાવના માટે ધન્યવાદ આપવામાં આવે છે.

સંવત ૧૯૭૫ આખર ફંડમાં રૂા. ૪૮૫૪॥ શીલક હતા, તેમાં સંવત ૧૯૭૬ ની સાલમાં રૂા. ૧૬૧૩॥૦॥ ઉત્પન્ન થયેલા મળી કુલ રૂા.૬૪૬૮)૦॥ થયા; જેમાંથી રૂા. ૮૫૮)૦॥ ખર્ચના બાદ જતાં સાલ આખર બાકી રૂા. ૫૬૧૦) શીલક રહ્યા છે.

સેવાશ્રમ અર્થે પુષ્કળ અન્ન વસ્ત્રાદિની જરૂરીયાત છે. ઉદાર બન્ધુ બ્હેનો પરોપકાર પ્રિયતા દર્શાવી નિરંતર મદદ કરતાંજ રહો એજ–પ્રાર્થના.

કેશોદ–કાઠીઆવાડ.
૧૯૭૬–જન્માષ્ટમી.

પુરૂષોત્તમ નાનજી
વ્યવસ્થાપક.

# શ્રી કેશોદ સાધુ-અનાથ સેવા સદાવ્રત-ચાલુ ફંડ, સંવત ૧૯૭૬.

જ

| | | |
|---|---|---|
| ૨૫ | ભગવાનદાસ માવજી | મુંબઈ. |
| ૨૫ | શા. ધરમશી લીલાધર | કલકત્તા. |
| ૨૫ | શા. દામોદર મોતીચંદ | કલકત્તા. |
| ૨૫ | સદ્દગત ચી. રામપ્રસાદ પુરૂષોત્તમ નાનજી | કેશોદ. |
| ૨૫ | બ્હેન માણેક મદનજી | કેશોદ. |
| ૨૫ | ઠા. ગોવર્ધન આણંદજી કણેરી | કેશોદ. |
| ૨૫ | સદ્દગત ભાઈ લાલજી દામજી તેજા | માળીયા. |
| ૨૫ | ઠા. પીતામ્બર ગોવા મેસવાણુ | કેશોદ. |
| ૨૫ | એક પરોપકારી બન્ધુ | કેશોદ. |
| ૫૦ | એક પરોપકારી બ્હેન "સમ દુઃખી" હા. લેડી ડૉક્ટર સાહેબ મહેરબાન મીસ રૂથ દેવાજી. | જુનાગઢ. |

ઉ

| | |
|---|---|
| ૨૩૦।।।= | બાજરી મણ ૮૬ |
| ૨૬।।।~ | લોટ તથા ખીચડી મણ ૫) |
| ૬૩। | અડદ મણ ૧૪।૭ |
| ૫૬।।।~।। | દળામણ તથા ભરડામણ |
| ૧૭)~ | રામરસ અને મરચાં |
| ૬૬।।।~।। | પહોંચબુક ફારમ ૬૦૦૦) તથા હેન્ડબીલ ૧૦૦૦૦) અને પોસ્ટ-કાર્ડ ૩૨૦૦)ની છપામણી કાગળ ખર્ચ વિગેરેના. |
| ૮૨।।। | કેશોદથી જેતલસર રેલ્વેનો પાસ માસ છનો |
| ૨૭૦।।। | કેશોદથી જેતલસર ફંડ ઉઘરાવવા માણસ ટીકીટથી જતાં દિવસ ૨૧ ના ખર્ચના |
| ૨)~।। | પેટી ટ્રન્ક બે તથા ચામડાનું પાકીટ એક લેતાં. |

જ

૬૨૮ા।ા=।ા પરચુરણ ઉપજના વિગતે.

૩૯૨ા।ા=।ા કેશોદથી જેતલસર રેલ્વેમાં ફરતા માણુસના.

૨૧૧)= સ્ટેશન તથા દુકાનની પેટીના.

૮)=।ા રામનવમીના ઉત્સવના

૨)=।ા ખોરાસાના મેળાના.

૧૪ા।=।ા શીવરાત્રીના મેળાના.

૬૨૮ા।ા=।ા

૯૦૩ા।ા=।ા

ઉ

૨ા।ા= શીવરાત્રીના મેળામાં માણુસ એ જુનાગઢ મોકલતાં ખર્ચ.

૧ા।ા= જમીનના કામ માટે જુનાગઢ જતાં ખર્ચના.

૧ા।ા= પગાર દિવસ છનો ૬ં૩ ભેળું કરનાર વિપ્ર વેલજી ડાહ્યાને.

૧૨૬)=।ા પેટી ફેરવનાર વિગેરે માણુસોનો પગાર ખર્ચ.

૩૮) માસ ૪ા।ા ના સ્ટેશને પેટી લઈ જનારને.

૨૪ા।=।ા માસ ૬) ૩ના સ્ટેશને પેટી લઈજનારને.

૬૩ા।ા માસ ૫) ૩ રેલ્વેમાં જનાર માણુસને રૂ. ૧૨ા।ા લેખે

૧૨૬)=।ા

૨૦) ટપાલ ખર્ચના.

૪૮) એક વિદ્યાર્થીને અંગ્રેજી અભ્યાસ કરવામાં મદદરૂપે સ્કોલરશીપ માસ ૧૨)ના.

૨ળા ચાલુ સાલમાં જેષ્ટ વદી ૯ થી ૧૨ સુધી વરસાદના સખ્ત તોફાનમાં અનેક ગરીબોનાં મકાનો પડી જવાથી નિરાધાર જનોને અન્નાદીવડે સહાય આપી તેના.

૨ાા ✓ એક અનાથ બાઇને બીમારીમાં કાંજી માટે દૂધ સાકર સાબુ ચોખા અપાવ્યા તેના.

૧ાાા ✓ા રેલ્વેમાં ફરનાર માણસ માટે ચાંદીનો ચાંદ બનાવ્યો તેના.

૩૫) વાર્ષિક હિસાબ છપાવવાના ખર્ચના તેના.

| | |
|---|---|
| ૧૭)=॥। | ચોખા ગુણુ એક મણુ ૩॥।૭ રૂ.૧૪।= લેખે ગીરતાલાળામાં શ્રી વાલુકેશ્વરની જગ્યામાં ગરીબોને દેવા સારૂ સાધુ જાલમગરજીને આપ્યા. |
| ૪૫॥।= | ચાલુ ફંડમાંથી વધારાના રહ્યા તે સ્થાયી ફંડમાં જમા લીધા. |

૯૦૩॥।=॥

ૐ

# શ્રી કેશોદ સાધુ અનાથ સેવા–સદાવ્રત સ્થાપી ફંડ.

## સંવત ૧૯૭૬

૪૮૫૪ાા ગઈ સાલની બાકી શીલીક.

| | | |
|---|---|---|
| ૫ | શ્રીયુત જેરાજ હંસરાજ | જુનાગઢ |
| ૦ાા | અ. સૌ. બ્હેન કસ્તુર હરજી | કેશોદ |
| ૫ | અ. સૌ. સદ્દગત બ્હેન ઝવીના સ્મણાર્થે જોશી ભગવાન મનજી | કેશોદ |
| ૧૧ | ઠાકર ગોકળદાસ શીવશંકર | ચોરવાડ |
| ૪ | શ્રીયુત મહાશંકર નરભેશંકર બુચ | જુનાગઢ |
| ૧ | વિપ્ર વેણીરામ જાદવજી સનખડા ધણેજ તલાટી | હાલ બાકુલા |
| ૧૦ | શ્રીયુત વકીલ પોપટલાલ તારાચંદ | જુનાગઢ |
| ૧ાા | સોની હેમચંદ કાળીદાસ | કેશોદ |
| ૨ાા | ઠક્કર કરસન માધવજી | બડોદર |
| ૨ | ડા. રૂગનાથ જાદવજી | મેંદરડા |
| ૧ | પાટીદાર શ્રીયુત ખુશાલભાઇ લલ્લુભાઇ | કેશોદ |
| ૫ | દા. ધનજી વિઠ્ઠલ | ખમીદાણા |
| ૨ | બ્હેન પુરાંબાઇ કચ્છી | કરાંચી |
| ૫ | વૈદ્ય નારણજી ઉમીયાશંકર | ચોરવાડ |
| ૧૦ | બાઇ ડયાંબાઇ | કરાંચી |
| ૨ | સ્વર્ગસ્થ હીરજી રામજી દાસાણી શ્રીમતિ કસ્તુરબેન | કરાંચી |
| ૨ | વિપ્ર ગોવીંદજી ત્રીકમજી | કેશોદ |

| | | |
|---|---|---|
| ૫ | જોશી ધરમસી ઘેલા | પોરબંદર |
| ૧ | કંસારા પોપટ ગોપાલજી | રાજકોટ |
| ૧ | રા. હિમતલાલ શીવશંકર | જુનાગઢ |
| ૧ | રા. હરિલાલ ગોકળજી | ,, |
| ૭૫ | કંપાલા (આફ્રિકા)થી ફાળો થઇ ડા. છગન લવજી મારફત મનીઓર્ડરથી આવ્યા જેની વીગતનો પત્ર હજુ મળેલ નથી. | |
| ૧ | રા. ભગવાનજી છગન | જુનાગઢ |
| ૧ | શ્રીયુત લક્ષ્મીનારાયણ વિશ્વનાથ | મુંબઇ |
| ૨ | જોશી નરભેરામ જાદવજી | કરાંચી |
| ૪)૦। | પ્રભુલાલ પ્રીતમલાલ | કેશોદ |
| ૧ | રા. દામોદર શીવશંકર | દ્વારકાં |
| ૮। | સોની નથુ હીરજીની જાનના ફાળાના | જેતપુર |
| ૧ | સોની ગોવર્ધન પુંજા | ધોરાજી |
| ૧ | સોની વૃજલાલ અમરચંદ | મુંબઈ |
| ૨૧ | ડા. છગનલાલ કાળીદાસ પ્રાંસલી | હાલ મુંબઇ |
| ૪૭ાાા | કપાશીયાનો સોદો ખંડાતાં ધર્માદાના આવ્યા તે હા. પુરૂશોત્તમ નાનજી | કેશોદ |
| ૮ | વિપ્ર વેલજી ડાહ્યા મારફત | |
| | ૧ અમરશી મુળજી | લાઠોદરા |
| | ૧ ભગવાનજી જાદવજી | માળીયા |
| | ૧ દામજી તેજા | ,, |
| | ૧ દેવરાજ જીવન તથા ખત્રી નરભેરામ | ,, |
| | ૧ ગોવર્ધન પીતાંબર માળીયા | ,, |
| | ૧ દુલભજી કરસનજી | ,, |

૧ જમનાદાસ દામોદર ચોરવાડ
૧ હરખલાલ મોતીચંદ ”

૮

૧૫ જોશી ગોકળદાસ ધરમશી
ભાઇ જટાશંકરના લમઉત્સાહ નિમિત્તે પોરબંદર

૯૭ શ્રીમતિ જવેરબાઇએ પોરબંદરમાં ફાળો કરી મોકલ્યા તે.
૧૦ ઠા. કરસનદાસ લાધાભાઇ
૧૦ ઠા. ત્રીકમદાસ રવજી
૧૦ બેન માણેકબાઇ
૫ બેન રામકુંવરબાઇ
૫ બેન પ્રેમબાઇ
૫ બેન મોંઘીબાઇ
૫ બેન અમૃતબાઇ
૨ બેન મોંઘીબાઇ
૨ બેન અજવાળીબાઇ
૨ બેન ઝવેરબાઇ
૨ બેન ધનકુંવરબાઇ
૨ બેન માણેકબાઇ
૨ બેન સામકુંવરબાઇ
૨ બેન ફુલબાઇ
૧ બેન પાનબાઇ
૧ બેન માણેકબાઇ
૧ બેન જમનાંબાઇ
૧ બેન મોતીબાઇ
૧ બેન પાનબાઇ
૨ એક બ્હેન તરફથી

૧ બેન માણેકબાઇ
૧ બેન નાનીબાઇ
૧ બેન સંતોકબાઈ
૧ બેન મોતીબાઈ
૧ બેન વાલીબાઇ
૧ બેન મોતીબાઈ
૧ ડા. છગનલાલ
૧ બેન મોતીબાઇ
૧ દામોદર મહીરાજ
૧ બેન સામબાઇ
૨ બેન જમનાબાઇ
૧ બેન રંભાબાઇ
૧ બેન ગંગાબાઈ
૦॥ બેન કસ્તુરબાઈ
૦॥ બેન દેવકાંબાઇ
૦। બેન રતનબાઈ
૧ બેન ગોમતીબાઈ
૧ રા. પુરૂષોત્તમભાઇ
૧ બેન મોતીબાઈ
૨ બેન લાડકીબાઇ
૨ રા. સવજીભાઇ
૧ બેન મોતીબાઇ
૧ બેન માણેકબાઇ
૧ બેન જેડીબાઈ
૧ રા. કરસનદાસ

૨૬૭।

| | | |
|---|---|---|
| ૧૦ | શેઠ પ્રાગજી રામજીનાં ધર્મપત્નિ અ. સા. સદ્ગત્ મોંઘીબાઈના સ્મરણાર્થે | કેશોદ |
| ૨ | સ્વર્ગસ્થ ચી. ગંગાધરના પુન્યાર્થે જોશી ડાહ્યા હેમરાજ | પોરબંદર |
| ૫।≈ | એક ઉદાર બન્ધુ | ,, |
| ૧૦ | એક પરોપકારી બેન તરફથી અનાજ | ,, |
| ૨ | શ્રીયુત જાડેજા શ્રીપ્રતાપસિંહજી જૂણાજી લીંબડી—ઝાલાવાડ | |

૪૫।।।≈ ચાલુ ફંડમાં વધારે રહ્યા તે.

૩૨૦) વ્યાજ સંવત ૧૯૭૫ ના શ્રાવણ શુદી ૧૩ થી સંવત ૧૯૭૬ ના બીજા શ્રાવણ શુદી ૧૨ સુધી અધીકમાસ સુધાં માસ તેરનું સર રૂા. ૬૪૦૦૦)નું ટકા અર્ધા લેખે.

૫૬૧૦

ઉપર મુજબ બાકી રહેલ રૂ. ૫૬૧૦) કેશોદમાં શેઠ પુરૂષોત્તમ નાનજીને ત્યાં માસ એકે શત એકે ટકા અર્ધાના વ્યાજથી વ્યાજુ રાખવામાં આવેલ છે.

**પ્રભુલાલ પ્રીતમલાલ પઢીયાર**
હિસાબ તપાસનાર.

**વ્યાસ મુળશંકર મયારામ**
પ્રમુખ.

**પુરૂષોત્તમ નાનજી**
વ્યવસ્થાપક.

## રાગ—આવો આવો પધારો.

ચાલ ! એની વધાવા યશોદાનો બાળ
કૃષ્ણ કૃપાકંદને નિહાળીયે. ટેક.
કરૂણુ બાળ ભાવમાં દિદાર કાનનાં
સ્વરૂપ ભૂપ ભુવન સકળ મુનિ ધ્યાનનાં
સમય સારો એ પ્યારો પરખાય પૂર્ણ કાળ. કૃ૦
કૃષ્ણ અષ્ટમીની અર્ધ જતી રાત્રીએ
પૂર્ણ પ્રકટયા પ્રકટાવ્યાં ન ધાત્રીએ
સ્વયં કાળો એ બાળો વિલસેલો સુકાળ. કૃ૦
અલી ! સ્વાનંદી મેઘ સહુ સામટા
મળી ઉલટયા વ્રજમાં કરી ખરી ઘટા
છટા જોતાં ખુબ નાહી બુઝાવીયેજ જવાળ. કૃ૦
ઝલક છલકતી નિહાળી એમાં ડુબીયે
અનુભવમાં ગરકાવ થઇયે ખૂબીયે
કૃષ્ણ ! જય ! જય ! શ્રીકૃષ્ણ ! મણિરામ હા ! રસાળ. કૃ૦

## રાગ—આવો આવો પધારો.

ચાલો ચાલો વધાવાને ચાલો શ્રી રામ
સ્વર્ગ સુખાનંદનાં વધામણાં. ટેક
મૃત્યુલોક ભરતખંડ એક ખૂણલે
રામ અમૃત સ્વરૂપ હા ! પરોણલે
આવ્યા; થાજો ઉતાવળાં તજીને સૌ કામ. સ્વ૦
જન્મ લઇને અજન્મ આજ આવિયા.
કૃપાકંદ સુખાનંદ સિંધુ લાવિયા .

અવધ-પ્રકટયા અનામ અવિનાશ ધરી હામ. સ્વ૦

કરૂણાના ભંડાર ખુલ્લા મેલિયા
દયા સિંધુ સ્વદેશમાંજ છેલિયા
દોડો ! ન્હાઇ ! ડુબો વાણી મન કાય મુકી મામ. સ્વ૦

સ્નેહ સિંધુને સ્વાગતેજ દોડીયે
પૂર્ણ પ્રેમનાં નિશાન ખાસ ખોડીયે
નેહ નોબતો બજાવતાંજ થઇએ અકામ. સ્વ૦

દીલ ડંકે દઇ ઘાવ શૂર સંગમાં
કનક ગ્નાન થાળ હાથ હા ! અસંગમાં
અનંગ નંગે મઢેલ મૂલ મોઘા અમામ. સ્વ૦

પ્રણય પુષ્પો સ્વાનંદ સ્વર્ગ વાડીનાં
ભરી હાલો હે તાળ બધાં વ્હાલુડાં !
દાન દાની વધાવો પધાર્યા ઘનસ્યામ. સ્વ૦

પ્રેમળ પુરાં પણ વેણુ ભલે કાલુડા
ગુણ ગાતાં જગ બાપનાંજ બાલુડાં
ઉઠો ! ઉઠો ! આ જન્મ લાભ લેવા તમામ. સ્વ૦

મસ્તતાને ગુલ્તાન નિશે ડોલીયે
નથી ભાન કે શું બોલીયે ન બોલીયે
સર્વ ભાવે સ્વાનંદ સુખ સુખ રાનમ નામ. સ્વ૦

ખલક મુલક પલક્વાર તો વિસારીયે
ઝલક હલક અલખની જશ નિહાળીયે
રૂપ લખમાં નિરખાય અલક એક આત્મરામ. સ્વ૦

કરી દર્શ હર્શથી અહો ! વધાવિયે
હર્ષનાદે બ્રહ્માંડને ગજાવિયે
મણિરામ રામ રામ સીતારામ રામ રામ. સ૧૦

## રાગ શાર્દુલ શ્રી શિવમાનસ પુજા.

રત્ને કલ્પિત આસને હિમજળે, સ્નાને પટે દિવ્યને
નાના રત્ન વિભૂષણો ધરૂં મુદા, કસ્તુરીનાં ચંદને
ફુલો ચંપક જાઇ, બિલ્વ દળનાં, ધુપે કરૂં ભવ્યતા
દીવો દેવ દયાનિધિ પશુપતિ, કલ્પ્યો મને ગુપ્ત હા ! ૧

સોનું રત્ન મણી હિરા મઢી ભર્યા, પાત્રો ધીર્યા પાપસે
કેળાંને ફણસો દહિં દુધ વિધિ, પાંચે સુભક્ષ્યો લસે
લાખો શાક કપુરે શું જળ ધર્યું, રૂચીકરૂં ઉજ્જવલું
સ્વીકારો પ્રભુ ભક્તિથી મનવડે, તાંબુલ કીધું ભલું ૨

પંખા છત્ર સુચામરો સુભગ બે, આદર્શ હા! નિર્મળો
વીણા ઢોલ મૃદંગ ચંગ બજવી નાચું ગીતો સાંભળો
સાષ્ટાંગે પ્રણમું સ્તતવું બહુ વિધે; મેં તો બધું આ પ્રભો ?
સંકલ્પે તમને સમર્પણ કર્યું; પૂજા સ્વિકારો વિભો ! ૩

આત્મા તું ગિરિજામતિ તન ગૃહે, પ્રાણો સખા તું ! પતિ !
પુજા તે વિષયોપભોગ રચના, નિદ્રા સમાદ્ધિ સ્થિતિ
જ્યાં સંસાર પદે પ્રદક્ષિણ બધી, સ્તોત્રોજ વાણી બધી
જે જે કર્મ કરૂંજ શંકર! સહુ, આરાધના આપની. ૪

પૂજા આ હરની પ્રતિદિન યદિ સંખ્યાત્રયે જે પઢે
સર્વે શ્લોક સુચારથી પ્રતિદિને, શંભુ પુજે મન વડે

સાક્ષાતે હર દર્શને સુખી થઇ, શાંતિ રળે નામણા
કૈલાસેજ ગયા સદા શિવ ભજી, અવસાન કાળે ઘણા. ૫

હાથેથી પગથી થયા તન વડે, કે કર્મથી જે થયા.
કાનેથી અપરાધ કે મન વડે, નેત્રો વડે જે થયા
જે જે હા! અઘટીત કે ઘટીત તે, સર્વે ક્ષમો શંભુજી ?
એકચે રામકૃપાબ્ધિ જય જયમણિ, શ્રીદા ! મહાદેવજી ! ૬

## રાગ વસંત તિલકા છંદ કૌપીન પંચક સ્તોત્ર.

વેદાંત વાકયેજ સદા રમંતો, ભિક્ષાન્ન ભાત્રેજ સુતુષ્યવંતો.
અશોકીને જે કુરૂણાદ્રવંતો. કૌપીનવંતો નક્કી ભાગ્યવંતો. ૧

ભરૂ મૂલે કેવલ આશ્રયી જે, બન્ને કરે ખાય ન નોતરે જે
કંથાય નારી ગણી નિંદતોતો. કૌપી ન૦ ૨

દેહાભિમાને કર્યું દૂર જેણે, જોતો સદા આત્મવત્ આત્મ જેણે
રમે અહો રાત્ર બ્રહ્મે સ્મરંતો. કૌપીન૦ ૩

સ્વાનંદ ભાવે પરિતુષ્ટતાને, સ્વશાંત સર્વેન્દ્રિય વૃત્તિમાંને
બાહ્યે ન મધ્યે ન અંતે સ્મરંતો. કૌપીન૦ ૪

પંચાક્ષરો પાવન જે ઉચ્ચારે, ધ્યાને દિલે રામજ શિવધારે
ભિક્ષાન્ન મણિ લૈ દિશિમાં ભ્રમંતો, કાપીન૦ ૫

## રાગ—સંસાર સમજલે શાણા૦

પરાતિત અક્ષરથી તું પરો જા પ્રવાસીરે
પરોજા પ્રવાસી પ્યારા ! સાન સત્ય ખાસીરે. પરા૦ ટેક

મરડીને નાખ મારી મન આ મેવાસીરે
મૃગમદ તો છે દુંટીમાં, સુંઘે શીદ ઘાસીરે. પરા૦

મહેનત કર વ્હાલા ! હંસા ! જ્યોતિ જો પ્રકાશીરે
અજવાળે માનસસરનાં, મોતીચર ઠાંસીરે. પરા૦

સુરતી નિર્ભય પદ ધારી, જતો તું ન ત્રાસીરે
અણિમાદિક સિદ્ધિ ઉભી, જોડી હાથ દાસીરે પરા૦

શ્રેષ્ટ રામ શબ્દ કેરી, દોર લે વિલાસીરે
સ્વાનંદે મણિમયતામાં, રહે તું હુલ્લાસીરે. પરા૦

## ( રાગ ભજનનો )

રીંછ વાંદર સંગે લઇ સરદારરે
ભવ ભીડ ભયે સીતાના સ્વામી સોઢજો. ટેક.

વિશ્વામિત્રે વિનવ્યા દશરથ તાતને હાંહાંજી
સંગે વન જઇ ભાંગી ભયકર ભીડરે ભવ૦
સુગ્રીવ સારૂં શ્રીવર સપદી સંચર્યા હાંહાંજી
વાલીને સંહારી આપ્યું રાજ્યરે. ભવ૦
શોધ કરી સીતાની વશમી વાટમાં હાંહાંજી
રાવણનું કુળ રોળી કાપ્યા બંધરે. ભવ૦
પ્રકટી પરચા પ્રકટ પુર્યા પૃથ્વિ પરે. હાંહાંજી
વિજય વાવટો ફરકે મણિમય રામરે. ભવ૦

## ( રાગ એજ )

વ્હારે જનની ચડવા થઇ તૈયારરે
શર ચાપ ચડી શવરીના સ્વામી સંચરો. ટેક.

કેવટ કાજે અણુવાણા ઝટ ઉપડયા હાંહાંજી
ગરજે અરજી કરતાં માગ્યું વ્હાણરે. શર૦
જન્મ જટાયુ સફળ કરાવ્યો સ્નેહથી હાંહાંજી
ખોળે ઘાલી ખેરી જટાએ ધુળરે. શર૦
શબરી શોધી ખાસ વને વન આથડી હાંહાંજી
માગી માગી ખાધાં એઠાં બોરરે. શર૦
કોળી ભીલડાં વનવાસી ભેળાં કર્યાં હાંહાંજી
હેતે આશ્વાસન આપ્યું મણિરામરે. શર૦

## ( રાગ—ચાબખાનો. )

દુકાનમાં જાય નહિ બેઠું રે નથી કોઈ વાતનું જ્યાં નેઠું
ખૂટલ કામોરા ખેંચી લાવે હાય ! કુડ કરિઆણું એઠું
જુલ્મી રાજમાં આવે ઓચિંતી. અણુધારી વેઠું રે. દુ૦
કાટલાં ખોટાં કાંટો મારકણો, ચિંતા કેટલીક વેઠું
ચોપડે ચપ્પ પલબ મુનિમ ચીતરે, માંડે ખીસાનું મેંઠું. દુ૦
લગભગ ટપરે મેળ મળે કયાં, કાઢું સરવૈયું કેઠું
ખુલ્લા ખાતા હાલમાં દ્રવ્યનાઈ ના, છાબડું બેઠું હેઠું દુ૦
માગણદાર મોકાણીયા પછાડે, ભોંયપર પકડી ભેઠું
રામ મણિના કાંકરા હાકે, ઉંટીલું કયાંથી પેઠું. દુ૦

## ( રાગ—દીનમાં કવાળ તજી૦ )

મત કરો ગુમાનહે ગુમાની અભિમાની
અંત સમે હાય ! હાય ! જેડવાની વાની. મત૦
ધડશું પડે ખીલ્યું ખરે, ખરેજ અનુમાની,

સર્વ તજી ચાલવું ન વાત છેક છાની. મત૦
અકડાઈ કાંકરો, જુવાની છે જવાની,
મરિચીકા સમાન માન, મુર્ખ જીંદગાની. મત૦
સત્ય નથી આ વિશ્વમા, ત્રિકાળમાંજ જ્ઞાની,
રાખ રાખ બ્હીક જરા, નાથની ખફાની. મત૦
મોત ઝપટ મારતું, ન જાએ બાપુ રાની,
છે કરાળ કાળ સહુ, ઉપરે જરાની. મત૦
દીનતા ગ્રહો દયા, વડે બનો સ્વદાની,
રામ મણિ નામ જપો, સત્ય એ સુકાની. મત૦

( રાગ–રટવા રટવા આવ્યો છો તું તો રામનેરે. )

થાશે થાશે થાવાનું તો મટશે નહિરે. ટેક
ન થવાનું તે કદી ન થાશે, થાવાનું સહજે થઈ જાશે,
આશે વધશે કે ત્રાશે ઘટશે નહિરે. થાશે૦
ફોકટ આશા તલ વધવાની, તેવી મિથ્યા જવ ઘટવાની,
હરિ ભજવાની ત્રેવડ કર ઝટ શે ! નહિરે. થાશે૦
કરે આપદા એ અંધમાઇ, પાપ તજી કર પુણ્ય સવાઇ,
ચિંતા તીર ધવાઇ હરિ રટશે ? નહિરે. થાશે૦
સારો સાજ નથીજ સજાતો, તો પણ કેમ નથીજ લજાતો,
મન મણીરામ ભજાતો હા ! જટ ! શે ? નહિરે. થાશે૦

( રાગ–એજ. )

ન્હાવા ન્હાવા આવ્યો તું ચતુર્ભુજનેરે. ટેક
ચુંથ્યા ચાહ ધરીને ચર્મો, ગુંથ્યાં આડાં અવળાં કર્મો

ચુકયો મોટા મર્મો, કહું શું તુજનેરે વ્હાલા૦
આડો ડાઇ કરી ભવ આખે, બાધી ઉમર રોળી રાખે.
હજીએ ભુંડું ભાખે, ન ગમે મુજનેરે. વ્હાલા૦
ધની વિસારી ધનમાં મોહ્યો, એ તો પાડાનો પગ હોહ્યો
લેશનથી તેં ખોયો, ભવ ભય રૂજનેરે. વ્હાલા૦
પરવારી ઝટ પાછો વળને, છોડીદે છળ બળને કળને.
મન મણિરામે મળને, બીડી મુજનેરે. વ્હાલા૦

( રાગ—એજ. )

કરતાં કામા કુડા હવે કંટાળનેરે. ટેક.
લીંબોળી પણ પાકે મીઠી, થાતી જગમાં નજરે દીઠી.
ચડી ઉતરશે પીઠી, તજ જંજાળનેરે. કરતાં૦
મૃત્યુની વશમી છે ધાંટી, એક ઝપાટે નાખે છાંટી
થાળ થઇને માટી, મન ચંડાળનેરે. કરતાં૦
મનમાંથી માયા કર અળગી, આખું ઘર ઉઠેલું સળગી
મરમાં વળગી, આળ અને પંપાળનેરે. કરતાં૦
મન મણિરામે મેળવવામાં, દૈવી ભાવ કેળવવામાં
દુઃખ ન હેળવવામાં દિલ કંગાળનેરે. કરતાં૦

( રાગ—આ તન નગરીનો ટ'ટો. )

બળવાન ધરેલું આનું દીલમાં શીદ બળીયે
શીદ બળીયેરે પ્રેમી પણુ પળીએ. બળ ટેક.
વહાલા વિઠ્ઠલવર વંકા વરીએ, વરણાંગીયાને
વ્હેમની વાટે હવે નહિ વળીયે. પ્રેમી. બળ૦

ભક્તિભાવ ખુબ ખેલી, રંગમાં રેલી છેલી
ભૂધરમાં ભાવ ભલો ભરી ભળીયે. પ્રેમી. બળ૦
લક્ષ્મીકાંતે એકાંતે, રહીને નિરાંતે શાંતે
લક્ષ્ય રાખીને પદ પ્રીતે બળીએરે. પ્રેમી. બળ૦
મણિરામ આત્મારામે, વસી વાસનાને વામે
મુક્તિ ચિંતામણીમાં સમુદા મળીયેરે પ્રેમી. બળ૦

## ( રાગ–બિહાગ ગઝલ. )

શા શા તરંગો ઉછળે, ખળકાટ ભક્તિ ગંગ આ.
એ સત્ય સત્ય સુસત્ય છે, ના નહિ ઉંડે દિલ રંગ આ.
છેલે ઘણી વર્ષા વિષે, ગ્રિષ્મે ન ઘટતી એ કદા
જુનાં નવાં ભેળાં મળે, ના૦
ના ઝાંઝવાનાં નીર એ, પ્રેમી પુરાણા પીર એ
જાગેજ હાલ બેહાલમાં. ના૦
કટકા નથી એ કાચના, ચિંતામણી દિલ સાચના
ટાણે પ્રભાવ પ્રકાશશે. ના૦
છે નાજ રંગ પતંગનો, પાકો કસુંબી રંગ છે
વેળા ગયેલી વાળશે. ના૦
ના પુષ્પ મીઠી વાણીનાં, ફળ જ્ઞાન પ્રેમ રસાળ છે
કોડાં ન હાથી પેટનાં. ના૦
સહુમાં સમત્વે જાણીને, મણીરામ રૂપે માણીને,
લેશું પુરી પ્રિય ! લ્હાણુ એ. ના૦

## ( રાગ–એજ. )

ઉદયાસ્ત માંહે ચંદ્રિકાને, ચંદ્ર નિત્યે સાથમાં

નામેજ નોખાં ભાસતાં, કો દે તિલાંજલી કોણને.
છે માત્ર વાણીમાં અરે! આ સુર્યને આ તો પ્રભા
રમતાં નિરંતર ઐક્યમાં, કો૦
આ જળ નિધિ આ લ્હેર છે, નામેજ રૂપે જુજવાં
જ્યાં લ્હેર નહિ સાગર નહિ. કો૦
વળી તાપ અગ્નિ નામનો, એ ભેદ માયા ખ્યાલ છે
કલ્પાંતમાં એ ભિન્નના. કો૦
કદી જાણુ ના આકાશને, અવકાશથી જુદું જરા
પ્રકટે ટળેજ અભિન્નમાં. કો૦
મણિરૂપ જે સ્વપ્રકાશ હા! વિલસી રહ્યો શ્રીરામનો
દ્વય ભાવ શબ્દે ફક્ત છે. કો૦
રજ નીશ સુર્ય નદીશને, વન્હિ ગગનને રામ તે
સ્વયનેવ શક્તિ સ્વરૂપ છે. કો૦
તેથી ન જાવું આવવું છે તોય છેજ અભિન્નમાં
મણિરામ તું હું હુંજ તું. કો૦

( રાગ—એજ. )

પર પીડમાં પીડાય ના, પર સુખમાં સુખ થાય ના
સર્વ ખલુ બ્રહ્મ આ ભસે. નાં કામની વાતો કશી.
રાગાત્મિકા વૃતિ રહી, દ્વેષાદિ ટાળ્યાં જો નહિ.
બ્રહ્માસ્મિતિ બકતા ફરે. ના૦
હોળી બળે ઉર કામની. અહે ક્રોધ કાંચન કામની
તત્વમસિ બકતા ભમે. ના૦

શંકા ન શમતી ચિત્તની, નથી સુઝ પડતી ભીંતની
અયમાત્મ બ્રહ્મ લવી મરે. ના૦
પર હિતમાં પ્રીતી નથી, નિજ હિતમાં મરતા મથી
અજ્ઞાન બ્રહ્મ બકે બળે, ના૦
મણિરામ સૌમાં ભાસના, હરિ ભક્તિની તો ખાસના.
ત્રય દોષમાં લવતા બકે. ના૦

( રાગ—મારા સાચાના સનેહી રે, એ લય. )

જન્મ જગતમાં ધારીરે, ભજ્યા ક્ષણુ એક હરિ,
સેવા સત્ય છે તેનીરે, જન્મે જગમાં ન ફરી
સર્વ સાધન સીધ્યાંરે, બાકી નહીં લેશ રહ્યું,
કૃત્ય કૃત્ય થએ તે રે, સર્વે સુખ તેણે લહ્યું.
મંદિર મોહનનું પોતેરે, બન્યો જીવ તેજ ખરો,
પૂન્ય પાપનો ભારોરે, થયો તે જીવથી પરો
જમ ઝાંખીને જોશેરે, સ્વપ્ને નહિં પાસે આવે,
ત્યારે સામા થવાનીરે, હીંમત તે કયાંથી લાવે.
યમ યાતના છૂટીરે, ગયાં સહુ કર્મ ખુટી,
રામ રંગમાં રાચ્યોરે, લાગી તેને સાચી બુટી,
રહ્યો રંગમાં નાહીરે, ડુબ્યો તરબોળ થઇ,
ત્રણે તાપની પીડારે, બળી ખાખ ઉડી ગઈ.
આવાગમન છૂટયુંરે, ચક્રે નહીં કયારે ચડે,
મુક્તિ દાસી બની છે રે, બંધન તેને શાનું નડે.
મસ્તીમાં મન માન્યુંરે, બળ્યાં બંધ મોક્ષ ખૂરાં,
મણીરામ પ્રતાપે રે, થયાં બધાં કામ પુરાં.

## ( રાગ–એજ. )

ખોટો ખેલ ખરો ના રે, માયાથી મહાન રચ્યો,
નહીં માને જે સાચોરે, ખરો જીવ તેજ બચ્યો. ખોટો૦
દે જુદા બહુ જન્મોરે, રમાણી રમતો ઘણી,
માથે કાળ ઝપાટોરે, વાગે નહીં કોઇ ધણી. ખોટો૦
કોનાં પુત્ર કલત્રરે, મિત્રો નહીં કામ તણા,
સ્નેહી સંબંધી ખોટારે, ગોટા સગાં વાળે ઘણા. ખોટો૦
ધામ કામ ન આવેરે, ધુતી ધન લે છે બધાં,
કાશ કુટુંબી કરતાંરે, સારથીમાં છેજ બધાં. ખોટો૦
અલ્યા ગર્વ શું રાખેરે, મળી જવું માટી મંહી,
ઉઠો જો ઉંઘમાંથીરે, તારૂં કોઇ આંહીં નહિ. ખોટો૦
દેખ જીંદગી ચાલીરે, નહીં કશું કાજ સર્યું,
સમજાય ન શાથીરે, બધુંએ કાળું કર્યું. ખોટો૦
ચેત ચેત અભાગીરે, માથે મોત આવી ખડું,
કાળ કુવો છે ઉંડોરે, માંહે મહા મોહ ભડું. ખોટો૦
સર્વ વિકારો રોકોરે, લેને મણીરામ ભજી,
કહું હાથ ઠોકીરે, બાજી હાથ તારે હજી. ખોટો૦

## ( રાગ–હીંડી. )

અરે આંખ તું ઉઘાડ જીવ આ શું !
ઠોઠડા કુઠાઠમાં ડલા ઠગા શું ?
પીપળ પાન પરે ઓસ બીંદુ જેવું,
એમ આયુષને માન મૂર્ખ એવું.
કાંધ મારવા મનુષ લેઇ જાયે,
ઉપર ઓછી પડે પહેજ થાયે.
તેમ પળ પળે તું જાય કાળ પાસે,
નો સમજીને હરિના ઉપાસે.

નદીનો પ્રવાહ જાય જેમ ચાલ્યો,
જીંદગાનીનો એમ ચાલુ ચાલ્યો.
કાળ પકડી પછાડી હેઠ નાખે,
નથી બચવાની આશા બંડ લાખે.
માત તાત ભ્રાત પુત્ર સુખ મ્હારૂં,
કરે એમ ત્યાંજ આવે કાળ બારૂં.
મરી જાતું વૈભવો સુખ મેલી,
સગાં સ્નેહી દે આખરે ધકેલી.
મોત રોગ જરા શોકમાં ઘેરાયા,
નથી ઉગર્યાનો સત્ય એક પાયો.
ધર્મ ધરવો કુચ્છંદ દૂર ઠેલી,
નક્કી અંતે જવાનો રંગ રેલી.
આજ કાલ કરૂં એ વિચાર ખોટો,
આણ ચિંતવ્યો પડેજ કાળ સોટો.
નથી બનવાનું એક કામ ત્યારે,
જાય પકડી જમ દુત બળે જ્યારે.
કાલ કરવાનું આજ તું કરી લે,
મણીરામજી રસાળને વરીલે.
સ્નેહ પાસલા બધાય વાઢી નાખી,
રામ ભક્તિ સુ સ્વાદ લે તું ચાખી.

( રાગ—પ્રકટ્યા શ્રી કૃષ્ણ મન ભાવતા. )

સારે કામે વિઘ્ન છે ઘણાંરે લોલ,
મમજુને દીલે નહિં કાંધજો,

દુઃખના તો દાસ લે છે વારણાંરે લોલ,
કાઢી છો ખાય દુઃખ વાઘજો,
દામોદર દુઃખ વિના નહિ મળેરે. લોલ.
પ્રહલાદની પ્રીતિ પેખજોરે લોલ,
હિરિણ્યકશ્યપનો કોપજો,
દુઃખડાં દીધાં તે દીલે દેખજોરે લોલ,
ભક્તિ નવ તોય કીધી લોપજો. દામોદર૦
હાથીનું સંકટ કારમુંરે લોલ,
દ્રુપદીને દુઃખના ભારજો,
આતું વિવાહનું આરમુંરે લોલ,
ત્યારે મલ્યા કીરતારજો. દામોદર૦
કષ્ટો કિંકરને ઘણાં ગમેરે લોલ,
સંકટમાં ના શોષાય જો,
દુનિયાના લોક ચો પાસે દમેરે લોલ,
ભક્તોને ભય ન પોશાયજો. દામોદર૦
વિશ્વના પિતા રઘુનાથજીરે લોલ,
વનમાં ભટકીને પામ્યા દુઃખજો,
ત્રિવિધ જ્વરે દુઃખ ક્વાથજીરે લોલ,
પીતા ભકતોને થાય સુખજો. દામોદર૦
બાંધે ન કર્મ તેને દુઃખ નડયાંરે લોલ,
કાણુ ગણત્રીમાં પ્રાણી માત્રજો,
જીવના તો ભાગ્ય સાથે જડયાંરે લોલ,
શાને કંપાવે શઠ ગાત્રજો. દામોદર૦

ઇચ્છા પ્રબળ બહુ નામીનીરે લોલ,
જીવડો તે પાસે લાચારજો,
મરજી માધવ જગ સ્વામીનીરે લોલ,
કરવો નહિંજ ત્યાં વિચારજો. દામોદર૦
નચવે નટવા પેરે સર્વનેરે લોલ,
તો પણ પામે ન વિકારજો,
છોડીદે પ્રાણી નિજ ગર્વનેરે લોલ,
લે મણીરામનો આધારજો. દામોદર૦

( રાગ–ધોળ. )

રઘુનાથ પદે પડો પ્યારથી, જે છે કેવળ કરૂણા નિધાન,
મહાન શ્રીમાન, ર.ગે.
ભવ સંભવ ભૂલ ભાંગી પડે, ટળે અંતરનું અજ્ઞાન.
પમાય વિજ્ઞાન, ર.ગે.
ભેદ ભ્રમણાને ભય છૂટે ચિત્તથી, સહજે આત્મ સ્વરૂપ,
ઓળખાય, અંતર મળ જાય, ર.ગે.
શીવ બ્રહ્મા સેવે ચર્ણ જેહના, રઘુકુળ કમળ સૂર્ય રામ,
આપે નિજ ધામ, ર.ગે
ભકત હૃદય કમળ ભૃંગને ભજો, જરી રાખી અંતરમાંહે ભાન,
તજી અભિમાન, ર.ગે.
અતિ પ્રબળ અંધારૂં છે મોહનું, તેને તોડે છે સૂર્ય સમાન,
ધરો વાત કાન, ર.ગે.
માયા વાદળ મોટું મનાય છે, થઈ વાયુ વિખેરતા આપ,
બાળે બધાં પાપ, ર.ગે.
વન ચાટું ગંભીર અજ્ઞાનનું, અગ્નિ રૂપ બની બાળનાર,

ગઇ વાળનાર, રંગે.
હારી બાજી જીતાવે છે રામજી, દે છે ઝટપટ દીવસ વાળી,
કરાવે દીવાળી, રંગે.
મણીરામ શરણુ જન જે રહે, ત્રુટે દંદ્ર દુઃખાદિક પાસ,
બાનું બળિ ખાસ, રંગે

## ( રાગ—તૃષા લાગી—એ લય. )

જોવા આવો, સુ સંત, જોવા આવો,
અમે લીધો લાખેણો આજ લ્હાવા, સુસંત—ટેક.
ઉર માંહે અનુપમ દીઠું, બહુ લાગે મીઠાથી મીઠું,
નથી થાતું કો કાળે અજીઠું, ઘણા ઉછળે નવીનતાના ભાવો,
સુ સંત૦
કુડા કામીની નજરે ન આવે, પુરા પ્રેમથી સુ રંગ તે મચાવે,
કોઇ વિરલા તે લક્ષમાં લાવે, દીલમાંહે રમે રૂડા દાવો,
સુ સંત૦
વધવાનું નહિં ઘટવાનું, મધ્ય કાળે નહિં મટવાનું,
હૈયે હેતેથી નામ રટવાનું, ઝટ ચાલો સુભાવ મન લાવો,
સુ સંત૦
આંખ વિના દર્શન ત્યાં થાતું, ચિત્ત વિના અચળ તે રહાતું,
મુખ વિના સુપ્રેમ રસ પાતું, મધુરતાનો બનાવતું માવો,
સુ સંત૦
નીરખીને નજર તો ઠારી, વિના વાદળે વરસે વારી.
ગગન વિના ઘટા થઇ ભારી, કોઈ શાણા સાધુ સ્નેહે સ્હાવો,
સુ સંત૦
મણીરામ નામને૪ પ્રતાપે, નથી તપવાનું લેશ હવે તાપે,

મહામાયા બેઠી ચર્ણો ચાંપે, શરા સંતો બહુ મોજ ત્યાં મચાવો,
સુ સંત૦

( રાગ-એજ. )

સાવધાની રાખો સાવધાની,
સાવધાન બની બનો બડા ધ્યાની. રાખો૦ ટેક.
પરમ પંથે જે વિઘ્નો આવે, મહા સાધકને મોહમાં ફસાવે,
વિરૂધ્ધ ચિંતન તો માન ઉપજાવે, કૃતિ માયાની છેક નથી છાની.
રાખો૦
સર્વ સાધન જે ઉન્નતિ થવાનાં,અહો પ્રેમ પંથે સહજમાં જવાનાં,
ધરો બાંધવા નહિજ હવાનાં, પ્રથમ બાળો પ્રકૃતિ અભિમાની.
રાખો૦
ક્રોધ પ્રકટયો કે સત્વ બળ લાવો, ક્રુર સંગ સુ જંગતો મચાવો,
ભલી સ્ફુરણા ભલાઇથી બચાવો, તજો ટેવ કડણુ વાકય કહેવાની.
રાખો૦
ભુંડું બીજાનું કદાપી કરોના, અધો માર્ગે કદાપી સરોના,
બુરાં કાર્યમાં કદાપિ વિચરોના,થજો દીન દયાવાન અને દાની.
રાખો૦
દેહ બળને વિચાર બળવા દો, મનો બળના સુ સાધ્ય યત્ન લાધે,
મોહ મમતામાં ચિત્તનાજ બાધે, કરો કામ એવા ખોટ પછી શાની.
મણીરામ ભરોસે નિત્ય રહેજો, સત્ય હિત પ્રિય વાત સદા કહેજો,
સંત સાથ નિત્ય સ્નેહ વડે લેજો, વિષય વાસના ઉડાવજો વાની.
રાખો૦

( રાગ-લાવણી. )

સાધક લક્ષણ સમજાવું જીવ, આચરતો રૂડું થાયે,
સાધક સાચા સ્નેહ સહિત, સદગુરૂ શરણે ઝટપટ જાયે, સાધક૦

સદ્દગુરૂ વચન કરો દઢ હૃદયે, જગ બંધન ત્રોડી નાખે,
સદ ઉપદેશ ધરે હૈયામાં, દઢ કરવા દાનત રાખે; સાધક૦
દઢ થાવા સાધન કરનારો, શ્રવણ કર્યાની હોંસ ધરે,
જ્ઞાનામૃત દેનારા ગ્રંથો—નો નિત્યે સત્કાર કરે, સાધક૦
સારા સાર દિલે વિચારી, સાર ગ્રહે છોતા ત્યાગી,
તત્પરતાથી સાંભળતાં, સંશય ટળતાં જીવડો જાગે, સાધક૦
શંકા છેદી નાખે જ્ઞાને, દઢતર દઢતા દિલ ધારો,
સંત સમાગમ વધુ વધુ કરતાં, અંતરમાં કદિ નવ હારે, સાધક૦
સંત ગુરૂ શાસ્ત્રો પોતાનો, અનુભવ એકાકાર થતો,
વિવેકથી આત્મારૂપ બનતાં, દેહ ભાવ ભુંસાઇ જતો, સાધક૦
શ્રવણ કરીને નમન કરેલું, તેવા ધારે આચારો,
દશ્ય ભાન ભૂલે પકડે તે, આત્મજ્ઞાનના વિચારો, સાધક૦
આત્મજ્ઞાન વિચાર વડે, નિજનો નિશ્ચય નવ ફેરવતો,
દ્વૈત ઉપાધિ આવી ઠેલી, શુદ્ધાદ્વૈતજ ઠેરવતો, સાધક૦
અનેક સાધન જે કરવાનાં, સાધ્ય હાથમાં ગ્રહી રહે,
એક રૂપતામાંજ રમેને, ભિન્ન ભાવ સ્વપ્ને ન ચહે, સાધક૦
જન મણીરામ સુ નામ પ્રતાપે, આત્મજ્ઞાન આવે આલ્યું,
ભવજળ પાર તરે જેણે, શુભ નામ મણી મન દઢ ઝાલ્યું, સાધક૦

## (રાગ-ધન્ય ગોપીજનરે.)

ધન્ય ધન્ય પ્રીતિરે, તુલસીદાસની સાચી,
હરખે હરિગુણ ગાયા રાચી, ધન્ય ટેક.
જુઠી જગની જાળ જણાણી, અનુભવી લીધી કાચી, ધન્ય
વાત વિષયની હાંકી મૂકી, નાખી બારે હાંચી, ધન્ય
જડ જીવોની જાળ કપાવા, રચી રામાયણ વાંચી, ધન્ય

દેશવટો જમદૂતને દીધો, કાઢયા મારી તમાચી, ધન્ય
ઘર ઘર સુલભ કરી છે જેણે, રામાયણરૂપ પ્રાચી. ધન્ય
ભૂત થકી હનુમાન મેળવી, સાચી વસ્તુ જાચી, ધન્ય
તેના ગુણ ગાવામાં મારી, વાચા થતી અવાચી, ધન્ય
પ્રભુ મણિરામ ચરણમાં હોંસે, રહ્યા પ્રેમથી નાચી, ધન્ય

(રાગ–ઓધવજી સંદેશો.)

સહુ વાતે સમરથ છે શ્રી રઘુનાથજી,
કર્ત્તા તો પણ આપ અકર્ત્તા રૂપજો,
કરે અન્યથી બળિયા સદગુણ ગાથજી,
સગુણ છતાં પણ હરિ નિર્ગુણ સ્વરૂપજો, સહુ
રામકૃપાએ પંગુ ઉલંઘે ડુંગરા,
મૂંગો મૂખથી બોલે ચારે વેદજો,
ઠુંઠો કામ કરે નહિ સંશય છે જરા,
અંધાને દેખાડી દે હરિ ભેદજો, સહુ
કાન ફુટેલો શકે સાંભળી શબ્દને,
હરિ કરે તે જગમાં સર્વે હોયજો,
બદલાવી નાખે ઇચ્છાએ અબ્દને,
પાપીનાં પાપો પ્રૌઢાં ઝટ ધોય જો, સહુ
સમર્થને શું એકે દોષ અડી શકે ?
સોને શ્યામપણું નવ લાગે લેશજો,
અગ્નિ આગળ ઉધઈ કેમ કરી ટકે,
પ્રકૃતિ પારે પરમેશ્વરનો દેશજો, સહુ
થાવાનું ટાળી નાખે પળમાં હરિ,
ન થવાનું કરી દે ક્ષણમાં નહિં વારજો,

વળી અન્યથી કરવા શક્તિ બહુ ભરી,
ઇચ્છાએજ કૃતિ મિથ્યા ન લગારજો, સહુ
રમી રહ્યા સ્વેચ્છાએ જગમાં રમાપતિ,
ઉન મણિરામ રમતના અદ્ભુત ખેલજો,
ભજતા ભજતા કૃપાનાથની થઈ જતી,
ત્યાંસુધી ખુબ કરવી હરિની ટેલજો, સહુ

## ( રાગ–ગરબી. )

પ્રથમ ભક્તિ શ્રવણની સહેલીરે મનવા માનીલે,
ભણતરની પોથી ધહેલીરે, મનવા માનીલે.
શ્રવણ કીધું પરિક્ષતે સાચું રે, મનવા માનીલે,
તેવા ભાવ વિના બધું કાચું રે, મનવા માનીલે.
સુંદર નાદે મરધલાં મ્હોયેરે, મનવા માનીલે,
તજી ઘાસ પાણી ઉંઘ ખોયેરે, મનવા માનીલે.
એક સુરતાથી ચિત્ત લાગે તાલીરે, મનવા માનીલે,
બેસે નાદ સામુ એહ ભાળી ભાળીરે મનવા માનીલે.
ચિત્રો ભીતે ચિત્રેલ નવ બોલેરે મનવા માનીલે,
તેમ શ્રવણમાં ચિત્ત નવ ડોલેરે, મનવા માનીલે.
કથા સાંભળે આનંદ અંગ થાયેરે, મનવા માનીલે,
મણીદાસ પ્રેમ સાગરમાં ન્હાયેરે મનવા માનીલે.

## ( રાગ–અમદાવાદ નામે આજ. )

કહું બીજી ભક્તિ સાર, કેશવ કીર્તનરે,
કરે ભાવ ધરી નર નાર, સફર છે નર તનરે.
હરિ ગુણ ગાવામાં મન, આનંદ હુલસેરે,

પરમાનંદ પામે તન, વચનો વિલસેરે.
થાય પુલકાવલી શરીર, નયન જળ વહેતુંરે,
મન ધારણ ન રહે ધીર, મગન થઈ વહેતુંરે.
જાનડીયો જાને જાય, થતી ઉદ્દમાતીરે,
પ્રેમ ભભકે મનડામાંહ્ય વૃત્તિ મદમાતીરે.
નારદ ભક્તિમાં લીન, ફરે છે ગાતારે,
મન બનતું જાયે પીન, ભજે જગ ત્રાતારે.
બેઠો ગાતો હરિ આપ, ઉભા થશે સાચેરે,
પ્રભુ ઊભો ગાતો આપ હરિવર નાચેરે.

**( રાગ–પ્રભુ સાચાના સંગાથી રામ. )**

સમરણની ભક્તિ ત્રીજી રામ, જાપ નકી જપવો,
તેથી દોષો બનશે સીજી રામ, જાપ નકી જપવો,
સૌ યજ્ઞ તણો એ યજ્ઞ, પ્રભુ કહે છે પોતે પ્રજ્ઞ,
ત્યાગોમાં થઇને અજ્ઞ રામ, જાપ૦
હરતાં ફરતાં ને રમતાં, ખાતાં પીતાં કે ભમતાં,
હરિહરને ચરણને નમતાં રામ, જાપ૦
ગાઇ વનમાં જાય પ્રભાતે, વિસરે નહી વચ્છ કોઇ વાતે
રઘુવર રટવો ભલી ભાતે રામ, જાપ૦
લોભીનું મન જેમ ધનમાં, કામી મન સ્ત્રીના તનમાં,
તેમ રાખો રામ રતનમાં રામ, જાપ૦
પ્રહલાદ જપ્યો નિત્ય બાળા, ત્યાગીને અવળા ચાળા,
છોડાવ્યો જઇ છોગાળા રામ, જાપ૦

જીભ નામ જપે તો સારૂં, નહિં તો કાપ્યામાં વારૂં,
મણી મુખમાં ચાસ અકારૂં રામ, જાપ૦

## રાગ. બનજારા–લાવણી

સેવા ભક્તિ છે ચોથી, કહુંછું ખોલીને પોથી. ટેક.
સંતોની સેવા હરવી, મન અવગણના નહીં ધરવી,
અંતરની આડપ હરવી, સંતનો સંગ, સ્નેહ અભંગ,
રાખવો ભોથી, સેવા૦
સંતો ગંગાજી જેવા, તે તરત કરે છે તેવા દઈદિછે
મીઠા મેવા, મેવો શ્રીવરનું નામ, સુખનું ધામ,
લેવું હોંસથી, સેવા૦
સ્થુળ પ્રયાગ છેટો ભારે, જાતમાં મનકું હારે સંતો તે
રૂપ તુજ દ્વારે, એ દ્વાર પડયાતે સેવ, પાડીને ટેવ,
ડરવું નહીં કોથી, સેવા૦
સૌ ભક્તિમાં એ મોટી, એ વિણ બીજી સૌ ખોટી,
જા સંતો શરણે લોટી, લોટયામાં લાજ ન જાય,
બચીજ જવાય, પાપ પુંજોથી, સેવા૦
શબરીએ કીધી સારી, ઉત્તમપદની અધિકારી, ગઈ
સંત ચરણુ પરવારી, મણીરામ બન્યા રખવાળ,
બચી તત્કાળ, મુની ખીજેથી; સેવા૦

## રાગ લાવણી.

પંચમ અર્ચન ભક્તિ રૂડી, હરિ સેવા કરવાનીરે,
ધુપ દીપ નૈવદ્ય ધરીને, પ્રેમભાવ ભરવાનીરે, પંચમ૦

એકા ન વર્યા ઝોલા ખાવા, વાત તડાકા દેવારે,
તે કરતાં હરિવર પૂજ્યામાં, હામ વધારો હે વારે, પંચમ૦
કામ કર્યા વિણુ કોઇ રહે નહીં, અકરમ અવળાં થાયેરે,
સેવન કરતાં શ્રીવર કેરૂં, ખોટ કહે શું જાયેરે, પંચમ૦
અંબરીશે હરિવર સેવનથી, વહાલો વશ વરતાવ્યોરે,
રામમણી શ્રીકૃષ્ણ કૃપાથી, મરતાં મુની બચાવ્યોરે, પંચમ૦

## રાગ—સુરત શહેર બળ્યું.

છઠ્ઠી ભક્તી વંદન કરવા તણી રે,
તેમાં ભાવના વધે છે મનમાં ઘણી રે, છઠ્ઠી
મુકી મામ ધરી હામ નમો ભાવથી રે,
તો તો તરશો સંસાર કેરા દાવથી રે, છઠ્ઠી
હરિ સંત જોઈ શીશને નમાવવું રે,
અભિમાન કુંડું કાપથી નશાડવું રે, છઠ્ઠી
ગર્વ ગળતાં મળેજ મધુવન પતિ રે,
એવી વાત ઘણી શાસ્ત્રમાં કથી છતિ રે, છઠ્ઠી
ગરૂડ ભાવે ભક્તિ કરી ઉધર્યા રે,
મણી રામ ધણીને માથે ધર્યા રે, છઠ્ઠી

## રાગ—ઘોળ.

દાસ ભક્તિ છે સાતમી, તેની તુલ્ય ન કોય,
આપે હરિવરની બાતમી, મનમાં વિચારી જોય,
સમજ્યા મહાસુખ માણુશે ટેક
મુક્તિ દાસી થઈને ફરે, આવે વળગતી આપ,

ટાળે મૃત્યુનો ફાંસલા, બહોળો બાપ પ્રતાપ, સમજ્યા
અંતર જ્ઞાને ગળી રહ્યું, બન્યું હીમરૂપ સાર,
ત્યારે ભક્તિ તે આવશે, જમને મારશે ઠાર, સમજ્યા
આપ ભુલી પરમાં ભળે, નદી સાગરમાં જાય,
સૌમાં રઘુવરને દેખતા, નમતા ભજતા તે જાય, સમજ્યા
દાસ ભક્તિ હનુમંતની, ઉપર ઉદ્ધવથી છાપ,
જાણ્યા મણિ પદ રામમાં બાળવાં પૂરવનાં પાપ, સમજ્યા

## રાગ—રસીઓ.

આઠમી ભક્તિ કહું રે, ભાવ સખાજ પ્રેમે ધરો પ્રભુમાંડી રે,
સારૂં થશે સહુ રે, લાવ ખરો લેવો જગતની માંહી રે,
પ્રાણ તણા પ્રાણની રે, પ્રીતિ વધતી કરો દીન રેન રે,
લાભ ને હાણની રે, વાત મુકીને લેવું વેન રે,
સુખનું સુખ ખરૂં રે, આનંદનો અવાજે આનંદ છે.
દુઃખને કરી પરૂં રે, હુબો તેજ ખરો પરમાનંદ છે,
અરજુને ભાવથી રે, કૃષ્ણમાં કીધી ભક્તિ સાર રે,
કૌરવના ઘાવથી રે, ડર્યો નહિ જ લગાર રે.

## રાગ—મારો રામ ગયો વનવાસ રે.

આત્મ નિવદેન રૂપ રે નવમી ભક્તિ ભાવે કરો
બહાદુર બનીને બાપુ બહાર નિકળી તજો, લોક લજ્જા કુપરે, નવમી
રામ રટવાની રુઠ, રૂડી લાગે જ્યારે, દુરિજન થાશે બધાં ચૂપ, નવમી
જીવિતનો લાભ મરજીવા થઈ માણો ને બેસો બનીને મોટા ભૂપ રે, નવમી

પર જીવન માંહે વ્હાલા, સ્વજીવન સમજી લઇને, જીવન
આશાનું તજો તૂપ રે, નવમી
રામમાં લગની લાગે, ભ્રમણાઓ ભવની ભાગે, મનડાની
મટે હુપા હુપ રે, નવમી
બળિ મોરધ્વજ રાજા, સતની ન મેલી માઝા,
ટાણે બેઠા ન છૂપા છૂપ રે, નવમી
મણિ રામ સ્વામી પાસે, દાસ થઈ નિરાશે પ્રાણુનો કરો
પ્યારા ધૂપ રે; નવમી

## રાગ રામે રાવણને સંહારીયોરે.

ચાલ્યો શંકરને સંતાપવા રે ટેક
સમાધી શીવ છોડાવા કામ ઉપડયો અંતર ધારી હામ
શકિત વિસ્તારી સંગ્રામ ચા.
સૌ જગ નિજવશ કીધું વાજ, કોપ્યો ઝપકેતુ સહસાજ
પલમાં ત્રુટી સૌ શ્રુતિ પાજ ચા.
બ્રહ્મચારી વ્રત સંયમ નીમ, ધીરજ ધર્મ વિરાગ અસીમ
છોડી જ્ઞાન વિજ્ઞાને સીમ ચા.
યોગ જપ તપને સહ આચાર, ભયથી સૈન્ય વિવેકનું સાર
ભાગ્યું થઈને હા ! લાચાર ચા.
ભાગ્યા શરા બનીને ભૂર, ગ્રંથ ગિરિ ગુફા સંતાયા દૂર
ઉછળ્યો કામ સિંધુ ભરપૂર ચા.
વિશ્વે ખળભળ પારાવાર, થશે શું કો રક્ષે કરતાર
મન્મથ કોપ્યો અપરંપાર ચા.

કોને ધડપર બે શિર, જેને વશ વરતાવા વીર
કોપી ચાપ શર જોડયું ધીર                                    ચા.

નરમાદા જડ ચેતન જીવ, છોડી મર્યાદાજ સજીવ
કામ વશ સૌ થઈ રહ્યા અજીવ                                    ચા.

સૌ મનમાંહે મદન અભિલાખ, વેલ જોઇ નમતી ભરૂની શાખ
દોડે નદી સિંધુ પ્રતિ લાખ                                    ચા.

જડની આવી દશા જ્યાં હોય, ચેતન વાત કહે નહિ કોય
રામ મણિ ઉભા તમાસા જોય                                    ચા.

## રાગ. એજ.

કામે કંપાવ્યો કૈલાસને રે                                    ટેક.
ભાગે પાછો લાગે લાજ; માન્યું મૃત્યુ થવાનું આજ
માંડયાં કરવા કામ ઇલાજ                                    કા.
સુંદર પ્રકટયો તુર્ત વસંત; કુસુમિત નવતરૂ જાત અનંત
શક્તિ ટેલાવીજ દિગંત                                    કા.
બાગો બગીચા વાવ તળાવ; સિંધુ સર સરીના દેખાવ
ઝલકે સઘળે કામ પ્રભાવ                                    કા.
શોભે સુભગ દિશા સૌ વિભાગ; જ્યાં ત્યાં ઉછળે છે અનુરાગ
મૃત મન મનસીજ જાગ્યા લાગ                                    કા.
જાગ્યો મુવા મને મનસીજ; વન શોભા ન શકું હું કહીજ
કામે આકરી કીધી ખીજ                                    કા.
સુગંધી શીતળ વાયુ મંદ; કામ કૃશાનુ વધારક ફંદ
મિત્ર મદનનો મન્મથ કંદ                                    કા.

કમળો ખીલ્યા તળાવ ખૂબ; ગુંજે ભમરા આણી હુબ
દુનિયાં દીસે ડૂબા ડૂબ કા.
પોપટ મેના સારસ બોલ; ટહુકા કોયલના અણુમોલ
ટહુકે ટહુકે મુનિ મન ડોલ કા.
કોડ કળાઓ કામે કીધ; ભેળું શક્કર કીધ પ્રસિદ્ધ
ચળી નહિ શીવ સમાધી સિદ્ધ કા.
હાર્યો મન્મથ સેન સમેત; કોપ્યો ત્યારે હૃદય નિકેત
રામમણિ ધ્યાને શીવ સચેત કા.

## રાગ—એજ.

મન્મથ કોપી કૈલાસે જતો રે. ટેક.
પશુ પંખી નભ જલ થલ વાસ, ભૂત વૈતાલો પ્રેત પીશાચ
ટાણું ભુલી બન્યાં કામદાસ મ.
વ્યાકુલ મદને અંધા લોક, નિશિ દિન જોતાં જરા ના કોક
કિન્નર દેવ નર દૈત્ય સશોક મ.
કો કરે એની દશાનાં વખાણ, નિત્યે કામદાસ એ તો અજાણ
સિદ્ધ મુની જોગી વિરાગી સુજાણ મ.
એ પણ કામાધીન થયા ખાસ, પામરની શી કરવી આશ
કીધાં સૌને કામે ત્રાસ મ.
બ્રહ્મમય સચરાચર જોનાર, દેખે સૌ નારી આકાર
અવળો વિશ્વે થયો ફેરફાર મ.
જગ દેખે નરનારી રૂપ, નારી નર જોતીજ અનૂપ
બે ઘડી બ્રહ્માંડે તદ્રૂપ મ.

કૌતુક આવું કીધુ કામ, અંતરમાં ન ધરે કોઈ હામ
ચોર્યા કામે ચિત્ત તમામ         મ.
જેની રામે કરી રખવાળ, એવા વિરલ બચ્યા તે કાળ
પહોંચ્યો કૈલાસે વિકાળ         મ.
શિવને દેખી પામ્યો શંક, સૌ સંસાર બન્યોજ નિશંક
જીવ સૌ સુખી થયાજ અશંક         મ.
દેખી રૂદ્ર ડર્યો મન કામ, દુર્ગમ દુઃખે જીતાય ન આમ
રામ મણિ ગાયે શિવ ગુણ ગ્રામ   મ.

## રાગ—એજ.

કામે શંકરને સંતાપીયારે.         ટેક
દેખી આમ્ર તરૂવર શાખ, તે પર બેઠો મદન મનમાખ,
સુમન શરે સાંધ્યા ઝટ નિજ ચાપ.         કા.
ખેંચી કાન સુધી ધરી રીસ, તાકી માર્યો આસ ખવીશ,
વાગ્યાં વિષમ શરો મન ઇશ.         કા.
સમાધિ શંભુની તે કાળ, છૂટી ક્ષોભ થયો તત્કાળ,
ક્રોધે શાંત બન્યા વિકાળ.         કા.
આંખ ઉઘાડી દશે દિશ જોય, બેઠો સૌરભ પલ્લવ સોય,
દેખી શિવ મન ક્રોધિત હોય.         કા.
કોપે કંપ્યા લોકો લાખ, ખોલ્યું નેણ ત્રીજું સાક્ષાત,
જોતાં કામ થયો બળી ખાખ.         કા.
જગમાં ભારે હાહાકાર, દેવો ભય પામ્યાજ અપાર,
દૈત્યો રાજી થયા સરદાર.         કા.

કામનાં સુખો હરીને યાદ, ભોગી શોચે કરે ફરિયાદ,
નવ તેને કોઇ આપે દાદ. કા.
સાધક યોગી દુસ્મન નાશ, જાતાં જામ્યાં શાંતિ આસ,
રોતી રતી ગઈ શંકર પાસ. કા.
દેખી અબળાનો કલ્પાંત, બોલ્યા કરૂણાથી શિવ શાંત,
નામ અનંગ થશે તવ કાન્ત. કા.
પતિ તવ કૃષ્ણ તનય થાશેજ, આશુતોષ બોલ્યા ઝટ એજ,
રામ મણિ શિવ ગુણ ગાયે તેજ. કા.

## રાગ—વ્હાલો મારો સાચાનો૦

ભગવતની ભક્તિ સ્હેલી રામ, પણ કોઇને મળતી,
દીલનાં દુઃખડાં દે ઠેલી, રામ, પણ કોઇને મળતી; ટેક.
સુખકારક શાંતિ આપે, જમ શીર પગ હેઠે ચાંપે,
મૃત્યુ ત્યાં થરથર કાંપે, રામ, પણ૦
સતસંગ વિના નથી મળતી, અંતર ગાંઠો નથી ગળતી,
નથી ટેવ કુટેવો ટળતી, રામ, પણ૦
જો કૃપા હરિની થાયે, સતસંગ મળી ઝટ જાયે,
તેથી હરિ ગુણ ગવાયે, રામ, પણ૦
ગુણ ગાતાં પ્રીતિ થાતી, તેથી ભવભીતિ જાતી,
આનંદે હુલસે છાતી, રામ, પણ૦
સુખ દુઃખ સરખાં સમજાયે, મોહાદિક દૂર પળાયે,
સમતા ઉરમાં ઉભરાયે, રામ, પણ૦

અપમાન માન સમ જાણી, જગ ફાંસી ત્રોડે પ્રાણી,
એ ભકતોની એંધાણી, રામ, પણુ૦
મળે સંત પ્રતાપે શાંતિ, ભાગે ભવભયની ભ્રાંતિ,
તન મનની ખુલ્લે કાંતિ, રામ, પણુ૦
અણી રામ સંતસમ માની, જીવ સખ દયા થા દાની,
દીનતા ધર તજી ગાદાની, રામ, પણુ૦

## રાગ, સવૈયા.

નિંદક બાપ પ્રતાપ વડે પ્રહલાદ પુગ્યો પ્રભુ ધામ ધડાકે,
નિંદક માત પ્રતાપ વડે ધ્રુવ તીર્થ થયા હરિ ભક્ત તડાકે.
નિંદકના જ પ્રતાપ વડે જન દાદ સુણે હરિ એક ફડાકે,
નિંદક જો ન મળે પ્રભુ રામ ન સાંભળે રાડ સુ તોય હડાકે.
નિંદક જેમ વધે જગમાં, હરિ ભક્ત દહી ભુત થાય વધારે,
નિંદકની જ શાખામણુ ભક્તની ટેક કુટેવ પડેલી સુધારે.
નિંદક હોય ન તો હરિ ભક્તની. આર્તિ ઉતાવળે કાન ન ધારે,
નિંદક દર્શન એજ ગણું, પ્રભુરામ સુ દર્શન દેવ પધારે.
નિંદક વાલી પ્રતાપ વડે જ સુ કંઠને રામ જડયા જોને જ્યાંથી,
નિંદક ટોળીઓ હોત ન તો, ભલ ભક્ત તરે કહો સાધન કયાંથી.
નિંદકની બલિહારી જગે જગતી, હરિદાસને લાભજ કયાંથી,
નિંદક રાવણુ હોત ન તો પ્રભુરામ પદેજ વિભીષણુ કયાંથી.
નિંદક શ્વાન બની કરિ આગળ. ભાટનો વેષ ભલોજ ભજાવે,
નિંદક માખી સ્વરૂપ થઇ હરિ ભક્તની આગળ ઢોલ બજાવે.
નિંદક મચ્છર રૂપ બની મદ મત્સર દાસ તણાજ તજાવે,
નિંદક ગાંઠનું ખર્ચ કરી, મણિરામ સુ ભક્તનું છાજ છજાવે.

## રાગ—ઓધવજીનો સંદેશો.

વ્હેલો વ્હેલો દીન એવો દેખાડજો
ભવ સંભવની ભ્રમણા ભાંગી જાય જો
પૂર્ણ કૃપાથી પરમેશ્વર પેખાડ જો
અંતરની હોળી ઝટ શીતળ થાય જો વ્હેલો૦
જાયા જમને સુત સર્પે રૂપ થઈ રહે
નાણું નર્ક સમું નજરે દેખાય જો
દાવાગ્નિ સમ દુઃખમાં દિલડું ના દહે
લાલચ લંપટતા લુંડી લેખાય જો વ્હેલો૦
લાભ અલાભ તણી ભ્રમણા ત્રુટી પડે
સુખ દુઃખમાં શીતળતા વ્યાપે મન જો
વઢકારૂં મન કોઈ સાથે પણ ના લડે
લેશ ધરે પરવાર ન પડતાં તન જો વ્હેલો૦
કામ ક્રોધનું વાદળ નાસે વેગળું
લોભ રહે ના લક્ષ્મિનોય લગારજો
હરિ ગુણ ગાતાં ના બેસી જાવે ગળું
જગ રૂપ હરિની કરવી ગમે વગર જો વ્હેલો૦
મોહ મમત માયા મદ મેધ મચે નહીં
ઈર્ષાથી આવેરૂં બહુ રહેવાય જો
આપદ કાળે પણ સ્થિર ચિત્ત રહે સહી
તન મનનાં કષ્ટો સુખથી સહેવાય જો વ્હેલો
ભક્તિ રસ ભરપુર ભભુકે ભાવથી
ભીમ ભય ભ્રમણા ભીડ ભાઠાં ભંગાય જો

રમે મણી શ્રીરામ રંગના દાવથી
રસ બસ થઇ રૂડે રંગે રંગાય જો                    વ્હેલો૦

## રાગ—એજ.

ધુન તણી ધરણીધર ધીંગો ધારવો
દયા ખજાને પડે નહી જ્યાં ખોટ જો
પલ પલ પ્રીતે ધ્યાન ધરી સંભારવો
ત્રોડી પાડે કોટી કર્મનો કોટ જો                    ધુન૦
પાપોને પરજાળે પૂરા પ્રેમથી
રાંક રમાડે રાખી રૂડી રહેમ જો
વૈકુંઠ જ વસાવે વારે વ્હેમથી
ત્રીકમજીએ તરૂવર તાર્યાં તેમ જો                    ધુન૦
બચ્ચું અગ્નિ હાથ ધરે મા જાળવે
સાપ પકડતાં પણુ રાખે છે માત જો
શૂર ખરો જે ભકતોના ભય ટાળવે
ભજવો તે ભગવાન ભલેરી ભાત જો                    ધુન૦
ભાવ તણા ભંડારો જ્યાં ભરપૂર છે
પ્રેમ દ્રષ્ટિ તો વરસે છે ચોમેર જો
સ્નેહ સુધાં લ્હાણી કરવાને શૂર છે
કૃપા નિધિની ઉછરે ભારે લહેર જો                    ધુન૦
દેતાં દેતાં થાકે નહિં કો કાળમાં
લેવાની આશા જ્યાં છે નહીં છેક જો
પ્રીત કરી જેણે કરમાં ના થાળમાં
રટવો તેને રૂઙ કરીને ટેક જો                    ધુન૦

એક અખંડ અને અવિનાસી આપ છે
અજર અમર ને અગુણ અનામી અનંત જે
તો પણ ગરીબ નિવાજક તેની છાપ છે
મણી પ્રિય રામ ભજે તે છે જ મહંત જે      ધુન૦

### રાગ સદર.

ન્હારવડું નયન તો કરે છે, ઉધ્ધવજી ન્હારવડું નયન તો કરે છે
હરિ ! વિરહાગ્નિમાં તનરૂ તો, બળતું બળતું એ ડરે છે      ઉ૦
નિજ હિત કારણ સ્વાર્થીનેત્રે, સ્નેહની ધારા ઝરે છે      ઉ૦
દર્શન લાલચ હઠ પકડીને, પ્રેમ પયોધિમાં તરે છે      ઉ૦
રામ કૃષ્ણ મણિ રૂપ ફરીથી. દેખું તો લેશ ના ડરે છે      ઉ૦

### રાગ સદર.

ચાલો મનાવા આવીએ, ઉધ્ધવજી ચાલો મનાવા આવીએ.      ટેક.
વ્રજ છોડી મથુરાંમાં આવી કુબ્જા કાનને મનાવીએ,      ઉ૦
પગ પકડી આજીજી કરીને, એઉને વ્રજમાં લાવીએ.      ઉ૦
કાનાની કામળી બીજી ભારે થઈ આપણે હલકી કરાવીએ.      ઉ૦
રામ કૃષ્ણ છબી દેખી દેખી. મણિમય મોહ મચાવીએ.      ઉ૦

### રાગ રામનું રામનું રામનું રે.

ઢાળવું, ઢાળવું, ઢાળવું રે, મોહ ઝાડવું, સમુળું નાળવું      ટેક
યોગાગ્નિથી મોહના મુળને, પેખી પુરેપુરૂં બાળવું રે.      મોહ૦
સહુમાં રામ રમંતે આળી, ટંટાનું દુઃખ ટાળવું રે.      મોહ૦
પીતાં પાણી સો ગળણેથી, જીવદ રાખી ગાળવુ રે.      મોહ૦
ભજન કરી મણિરામ સ્વભાવે, અણ લીધું તે પાળવું રે.      મોહ૦

### રાગ સહર.

જાળશું જાળશું જાળશું રે, બ્રહ્મ અગ્નિ કને માયા જાળશું  ટેક
વિરાગ જળ જ્ઞાનાગ્નિ ભક્તિ, હંડીમાં માયા ઉકારશું રે.  બ્રહ્મ૦
એજ ઉકાળાના ઉંગટામાં, ચૈતન્ય કનક ઉજાળશું રે.  બ્રહ્મ૦
વિવેક ગેડી બ્રહ્મ મેદાને, માયા દડાને ઉછાળશું રે.  બ્રહ્મ૦
જન મણીરામ ભજન રથ મબેસી, ત્યાની ગાડલી ઉલાળશું રે. બ્રહ્મ૦

### રાગ ગઝલ.

સમજ શાણી સખી ! ચહું છું, અનુભવ આપનો લહું છું
સહીને અંતરે રહું છું સમજની સાન આ કહું છું
અરે ! રે! ઇષ્ટ જે તારૂં, હૃદયથી ના કરે ન્યારૂં
છતાં જે ઇષ્ટને પ્યારૂં, હૃદયમાં રાખતો સારૂં
સમજની એજ બલિહારી, સમયની એ ખરી બારી
તજીને સ્થુળની યારી, ખસી જા ફાવશે કારી
વખત આ નહિ મળે નાણે, હરિ સર્વજ્ઞ એ જાણે
ઠરે છાજે અહો ! ટાણે, મણિ રામે બધું માણે

### રાગ એજ.

ગુરૂને શિષ્ય છે ઝાઝા, ગુરૂ છે એક શિષને
સમથ સેવા કરીને હા ! હૃદયમાં ધારજે ધ્યાને
કદર શુધ્ધ પ્રેમની કરતો, વિરલનર ક્યાંક તે મળતો
અરપતો આપ આપોપું, સુદઢતામાં નહિ ચળતો
રમામાં હોમીયું હેતે, ગુલાબે છોડીને સીમિક
અમર થઇ માગીયું મૃત્યુ રમાને આશ્રય કીધી

અખંડાનંદ આત્મામાં, ખલકના ખેલ ભુલીજા
મણીરામે જ દ્રષ્ટાંતે, મુકીને મામ ચેતી જા.

## રાગ એજ.

ગણું સુખમાં ગણું દુઃખમાં, ગણું હું રાગી કે ત્યાગી ?
ગણું હું માંગણું તુંમાં, ગણું ભોગી કે વૈરાગી ?
ગણું શું જાગ્રતિ સ્વપ્નું. સુષુપ્તી કે ગણું હું શું ?
ગણું હું જ્ઞાની અજ્ઞાની, ગણું વિજ્ઞાનમય હા ! શું ?
ગણાવ્યું જે ગણીને તે, બધું ઘટતુંજ હા ! હુંમાં
ભણાવ્યું જે ભણીને મેં. કહે કેમે કહું તુંમાં
જગતની જાળ દંદ્વોનાં, બળીગો સ્નેહના સત્રે
ત્રિપુટી પારના તત્વે, મળી મણિરામને અત્રે

## રાગ આજનો લ્હાવો લીજીયે.

સખી કાલનો કાં કરો વાયદો જી, આજ ટાણું ભલું છે. ટેક.
મોતની વાટ કાં જોઈ બેઠા છો,
તરવા ત્રિવેણી આજ ગાયદોજી. આજ૦
અંતે આ માનની આશે રહો કાં ?
હમણાં ગરીબને સ્હાય દોજી. આજ૦
કાલને કાપો ત્વરાને કુવાડે,
કામ કરો હાલ એજ કાયદોજી. આજ૦
કાળ મુખ કાલનું બાળીને આજે
ભજો રામ મણિ ખરો ફાયદોજી. આજ૦

## રાગ હરીગીત છંદ.

શુભ પુર્વ ઉર્વી ઉર વિચ, સૌરાષ્ટ દેશો શોભતું
બલ ગીર જંગલ ધન ઘટાળું, દેખતાં દીલ લોભતું.
ધણી ઘાડી ઝાડી સુવાડી પ્હાડી, વિશ્વ માળીએ રચી
સુ અઢાર ભાર વનસ્પતિ, ફૂળ ફુલથી રહીછે લચી.
સૌંદર્યતા સૃષ્ટિ તણી ધરણી ઘણી કૌશલ્યતા
પરખવતી હરખાવતી બતલાવતી જન અલ્પતાં.
પશુ પક્ષી કલરવ મધુરમાં, ગંભીર ગાજે કેશરી
કલ્લોલ કરતી ધમકતી ને છલકતી વ્હેતી સરી.
ને કલ્લાલ લલિત સુપલ્લવિત, ફળીત વન બીરાજતાં
તલસ્વાયી તુળશી સ્યામ જળનાં તપ્ત કુંડો રાજતા
ચોપાસ ગિરીવર ખાસ, દિવ્ય પ્રકાશ વાસ વિશાળ એ
નગ ગગન ચુંબીત સંગ રંગ, અભંગ સંગ રસાળતો.
ગિરિ શિખર પર કુદે વિહંગમ, મીઠડા ટહુકા કરી.
ગંભીર ગાજે ખીણુઓ, ધન નાદ કરતાં કરિ અરી
ચહુ પાસ વર્તંત માળમાં, સુવિશાળ મેદાને અહો !
આશ્રમ અનુપમ દીપતો, તલ સ્વામીનો સુંદર મહા.
એ આશ્રમે ચો બાજુએ, યાત્રાળુ કાજે વિસલતી
શુભ ધર્મશાળા શોભતી, સગવડ ભરીને ભભકતી.
તે મધ્યમાં તલ સ્વામીનું, મંદીર સુંદર દીપતું,
પારસ સમા આરસ જડેલું, દિવ્યતામાં વિલસતું.
મંદીર અંદર કંદરાશા, ગર્ભ રૂપ આ ગારમાં
નિજ ભુવનમાં જ બિરાજતા, પ્રભુ અગુણ સગુણાકારમાં,

ઉત્તમ ચતુર્ભુજ દિવ્ય મૂર્ત્તિને સ્વયંભૂ રૂપ એ
પ્રકટ્યા જગત હિત હેતુ હા ! બ્રહ્માંડ કેરા ભૂગ એ.
ઘન સ્યામતા શુભ સ્વામીની, ઝલકે જ જ્યોતિ તેજની
મુખ કમળ લોચન કંજ પંકજ, પદ અને કર જલ જની.
છે પીત અંબર પીત વાઘા, ઉપરણો પણ પીત હા !
સુ વિશાળ માળ સુવનજની, જોનાર જનની ચિત્ત હા.
કર પદ કટીને કંઠ કર્ણે, દિવ્ય આભુષણ ધર્યાં
શ્રી અંગ શોભાઆગળે, ભુષણ બધાં ઝાંખા કર્યાં.
જન શત્રુ સંહારક સુ દર્શન, ચક્ર ધાર્યું શામળે
ગ્રહી કર ગદા જન વૈરી દળનાં, ઘુંદવા શીર આમળે.
નિજ ભક્ત ઉંઘ ઉડાડવા, શુભ દિવ્ય શંખ ગજાવતા.
ને કમળકર નિજ દાસ શિરપર, રાખી દુષ્ટ ધ્રુજાવતા.
કરૂણાળુ કેશવ હા ! કૃપાળુ, રંક રંજન રાજ એ
હા ! દીનબંધુ ! પતિત પાવન, છે ગરીબ નિવાજ તે.
એ અગુણ સગુણાકાર ગુણ આગાર દિવ્ય દિદારમાં
હારે મતિ વાણી પુગે ના, અપર પરના પારમાં.
બ્રાહ્મારમાની હારજીતું, પાર બ્રહ્માનંદમાં
મણિરામ તુલશીશ્યામ સ્વામી પદ નમું આનંદમાં.

## ગીતી.

ભુજ મુની ભક્તિ ભૂમી, વિક્રમાર્ક સંવત અગહન માસે
મંગળ શુભ પૂનેમે રામ મણિ લાલ સ્વામી ટીકા દાસે.

## રાગ—સદર.

ભવમાં શું ભટકો છો રે, આ ઓચિંતુ આવ્યું આણું,
આ ઝટપટનું આવ્યું આણું,
આ મૃત્યુનું આવ્યું આણું, ભવમાં. ટેક
બાપ બિછાને બહાર કરી, ઓશીકે મુકયું છાણું,
પરવાર્યો નહિ પાથરતાં તું, વાઈ ગયું છે વાણું ભવમાં.
ભોજન ભાતે ભાત બનાવ્યાં, ખાસ કરીને ખાણું,
જમનાં તેડાં અચબુચ આવ્યાં, ભર્યું રહ્યું છે ભાણું. ભવમાં.
ભરી ભરી કોઠારે ઠાંસ્યું, ખુલ્લું રહી ગયું શાણું,
કેમ કરી કોઠાર ભરાશે, કરશો ક્યાંથી લ્હાણું. ભવમાં.
પીળે રંગે રાચ્યો મનવા, જાણે ખાશું રાણું,
પરખાણી ચાખ્યે લીંબોળી, હસવા સાથે હાણું. ભવમાં.
ખેલ બધા ખોટા ખર તારા, ત્રુટે જો બહુ તાણું,
દાસ પ્રભુ મન ભાવ ધરીને, ગા ગોવિંદ ગુણ ગાણું. ભવમાં.

## રાગ—સદર.

નહિ કોઇ જગ દાતાર દાનદીધામાં જાણે,
જાણી પરની પીડા પિછાણે નહિ૦ ટેક
કોઇ કરતા કીર્તી ને કાજે કોઇ હું પદ ખુબ આણે,
મેળવવાને માન ઘણાએ, દોડે ટાણે ટાણે નહિ૦
અરસીમાં ચડી ચાલે, ગર્વ ધરી જશ ગાણે,
મ્હારૂં સૌથી સારૂં એવી, મનમાં મોટપ માણે નહિ૦

પક્ષાપક્ષી પુન્ય ક્યાંમાં પક્ષ પોતાની તાણે,
ગરીબને ઓઝારા જાણી, પઠ મારે લઇ પાણે. નહિ૦
દાનેશ્વર રઘુ વંશી રાજા, એકજ વેદ વખાણે,
પ્રભુ રંકીક પરખીને મોજા આપી રામજી રાણે. નહિ૦

## અવધુત મિલન સ્મૃતિ.

### ગઝલ.

ગગન મંડળપ્રકાશિત હા ! નુરે ઝલક સકળ દુનિયાં,
શશિતારા પડ્યા ઝાંખા, રવિ પૂર્વે ઉગ્યો ઝગતો.
અદા કલીની બગીચામાં, ખરી માશુક સમી ઓપે,
સુ શોભિત જંગલેશુભ્રે, સૃજક ઝલકાટ વિલસેલો.
વળી વન વૃક્ષની શાખા, ખરા સીતાર રૂપેને,
હવા પશ્ચિમની હાલે, બજાવે અંગુઠી રૂપે.
ઝુલે સહુ ઝાડ મસ્તીમાં, ભજનની તાન ઉડાવે,
દ્વિજો ગાતાં મધુરાં હા ! ગીતડિયાં શર્મદા પરિને.
લીલુડા ઘાસની ઓપે, બિછાવી શેતરંજીઓ,
ચિત્તાકર્ષક અહા ! લીલા, ગહન ગોવિંદની વિશ્વે.
ગિરિ ગિરિનારની શોભા, નિહાળી ચિત્ત ખેંચાતું,
હવાની લ્હેર શીતળને, સુગંધી મંદ આવે છે.
ઝરે ઝરણાં શીતળ નીરે, ગુફા ત્યાં એક શોભિતી,
નજીક જઇ કોઇ ટાણામાં, ઉભો હા ! સૂર્ય એકલો.
દીઠા કો યોગીરાજાને, હરિમાંને પ્રિતે પ્રણમ્યો,
અહા ! શું ભાગ્ય મારાં કે, દિદારે પામિયો અર્હિયાં.

જટામાં રાખ ઘાલીતી, વિભુતી તનપરે ચોળી,
હતું ત્યાં રાખનું બીસ્તર, વળી એ રાખનું વસ્તર.
હતી લંગોટી વાનીની, ઘુંટણ સુધી લટકતીતી,
બધી સામગ્રી એ રાખે, કરીતી પૂર્ણ યોગીની.
ખલકથી વેગળો યોગી, ખરે એ મસ્ત દિવાનો,
નયમનાં મસ્તી છવરાઇ, કરી આસન સહજ બેઠો.
નજીક જાતાં મળ્યાં નયનો, પ્રણામો સખ્ત કીધ મૂર્ખે,
ઝુકાવ્યું શીશ કદમોમાં, દીધી આશીષ યોગીએ.
કરી આંખો ઉંચી મસ્તે, ચલાવી મૂર્ખથી વાતુ

**યોગી:**—નકામો બાપુ ! જોગીને, કરે હેરાન કાં આવી ?
અહિં વનવાસી હું પંખી, ચહે જાળે ફસાવા તું ?
ન ઝગડા દાળ રોટીનાં, ન હાથી અશ્વના કિંવાં
કુટુંબની કાશ કે એવું, કશું શુણવા નથી પરવા
અમસ્તું એ શુણાવીને મગજ કાં મુફત પકવે છે ?
મમત માયા મૂકી મેં તો, જગત નગરેથી મેં ફેરવ્યું
બધી જે બેડી મેં કાપી, ફરી તું કાં પગે ઘાલે ?
કરે તું ધન તણી પૂજા, પ્રિતમને હું સદા સેવું
જગાવું જ્યોતિ હું મનની, અને તું બુઝાવે કાં ?
પ્રિતમનો વાસ મમ દિલમાં, ગયું ફરી મુખ મુઢ જગથી
નયન પ્રિયતમ પદે ચોંટયાં, તું નેત્રે હું રહ્યો દેખી ?

**મુર્ખ:**—મુસાફર છું વિદેશી હું, નકામો ક્રોધ કાં કરતા ?
અરે ! હું દર્શને આવ્યો, ન મેલું મન કરો જોગી !
નજર કાં વસ્તીથી ફેરવી ? ગિરિમાં કાં કર્યા ડેરા ?

હરેક મંડળી વ્યક્તિ, અહિં દીલે હરિ ઝલકે
મસીદે મંદીરે ચર્ચે, પ્રભુ વિલસે છે ખાનાનાં
ગિરિ નગરો સમુદ્રો એ, વિભુના સૌ ઉતારા છે
બની મન ઇશ્કમાં આશક, જગે સૌંદર્યમાં મહાલે
છલકતો પ્રેમ સિંધુ ત્યાં, જઈ દિલ આગ બુઝાવો
ખીલે કળિ દિલ ત્યાં રંગે,—હરેક હા ! મળે મોહન !
ધુંણી ધીખાવને ચૌટે, બજાવો શંખ શહેરોમાં
ઉઠો અમથા દરિમાં શું, પડયા ગિરિમાંજ ગોંધાઇ ?
અમસ્તો કાળ શું ગાળો ? કરો જગ ઝાંખી ત્યાં ચાલો !

**યોગી:**—લપટણી વાતુ એ બાપુ ! અરે ! કાં ? યોગી ફોસલાવો ?
મહેનતથી અગન ઠારી, ન ઘી તું હોમ તેમાં ભા !
જગે ઝાંઝોજ હોકારો, રિપુ ખટ જોરમાં ઘૂમે
વળી ખૂબ ચોર દુનિયામાં, મસ્ત તો જંગલે સારા
વિષયની વાટ વિંધેને, વને આત્મિયતા ઝળકે
અનેકત્વે ભર્યું જગ ને, વને આત્મૈક્યતા વિલસે
ફળો વન વૃક્ષનાં ખાતાં, બુઝાવું પ્યાસ ચશ્માંમાં
ન રાજદ્વારમાં જાતો, પ્રજાની લેશ ના પરવા !
શિરે આકાશ મંડળ ને, ભુમી બીસ્તર નરમ સોંઘુ
દિવસમાં સુર્યનું મંડળ, સભા રાતેજ તારાની
ઝઝૂમે ધન ઘમંડો જ્યાં, જમાવે રંગ મસ્તીના
ઝરા તંબુર બજાવે ને, હવા મલ્હાર ગાયે છે
ઘણાં પંખી ગીતાં ગાઇ, પ્રિતમ સંદેશ સંભળાવે

અનુપ રૂપ ફુલ ફળ પાનો, સહુ મળીને બતાવે છે.
ધરે તું ધ્યાન પોટો બા ! વિસાર્યાં છેક વિઠ્ઠો બા.
પથ્થરનું ઘર તને જુદો, પ્રિત્તમથી પાડનારૂં છે.
અને વળી હાડ ચામેથી, મઢેલી મોહમય માયા
ભૂલાવે છે જ મોહનને, સમજ મન મૂર્ખ ભરમાયા !
લગાવો મન તને ધનમાં, પ્રિતમ દિલથી ભુલાવો છો
ફસીને લોભ લાલચમાં, મણી ખોતાજ માટીમાં
ફરી ફરી આવતી જાતી, અહા ! દૌલત અને ધન તો
અરે ! આ ફાની દુનિયાં તો, ખરેખર રામ કહાણી છે.
તુફાની ફાની આ જગ છે, હરિ છે એક શાશ્વત હા !
ન ભૂલી જા કુભાગી તું, બજારૂ આજ માયાની
કહીને આમ યોગીએ, શિરે કર મુર્ખને દીધો
ખુલ્યાં દિલ નેત્ર ને વિલસ્યો, સ્વયં આત્મા અવિનાશી
ઝલક ક્ષણ એક હા ! આપી, વળાવ્યો ગંડુને જગમાં
ફેહેલું યોગીનું દીઠું, ભર્યો જગે રોગ રગ રગમાં
હવે ક્યાં જાઉં ક્યાં ગોતું ? જડે ક્યાં એ અરે ! જોગી
ન સૂઝે નાજ સમજાતું, વિચારા બિધ કુબે મનકું
રમંતા રામનું નામે, દીધેલું હા ! મણિ હૈયે
ધરી હું આથકું હાવાં, થજો થાનાર હોયે તે

**ગજલ**

મમ જાન ! તું પરે આ કુરબાન બાંધી આ છે,
નાદાન બાળકીને, શું જાદુ તેં કરેલું
પાગલ બની પછાડી, ફરતી ફરૂં સદાયે

ખૂબ સ્તુતિ તારી દેવી, ડોલું નિશા વિષે હું
તું મહારાજ પ્યારો, કરવી ગુલામી તારી
નાજુક નાજનીની કર આશ પૂર્ણ પ્યારા !
એ અર્જ ગર્જ એ છે, ના ફર્જ જાણું દુજી
મણિરામમાં મિલાવો, પોકાર એજ પાડું

## એજ

તું કોર કાળજાની, તું હાર છે ગળાનો
મમ ચશ્મનો સિતારો, તું જાન છે જીગરનો
શીરતાજ દેહ મનનો, માલીક તુંજ મોંઘો
ખિદમત રાત દિનની, તારી ઉઠાવું વ્હાલા !
મમ પ્રેમ નાવ તારા, વિશ્વાસમાં હંકાર્યું
કર પાર કે ડુબાવે, તારી ખરી સતા છે
શું બોલું કે શું ખોલું, સમજું ન લેશ ઘેલી
મણિમાં મિલાવ રામા, હા ! એ પુકાર મારો

## એજ

પરવાહ મારી તુજને, નથી એજ આજ જાણ્યું
પરવાહ તું કરે કાં ? તું મસ્ત સ્વાત્મ બળમાં
પણ આ ઘમંડી પ્યારા ! તન પાછળેજ લોંડી
મારા સમી ફરે કો ? જો જો વિચારી દિલમાં
નફટાઈ તારી જાણી, દિલ કોણ ફોક બાળે
જરી આંખ ખોલી જો જો ! આ અર્જ કોણ કરતું ?
મમ સમ મળે ન તુજને, તું સમ જડે ન મુજને
મન એ વિચારી વ્હાલ, મણિરામમાં મિલાવો

## એજ.

સૌંદર્ય તારૂં સાચું, પણ અંશ હુંય તારો
મ્હોબત વિચાર જૂની. કાં ભૂલમાં ભમે છે
તવ દિલમાં દળુ, તું જાણજે હશે તે
મમ દિલમાં પ્રિતિનું, એયેલ બીજ તારૂં
જીવ જોખમે ઉછેરૂં, ખાતર જળે સિંચુંને
ફળ ફુલનીજ આશા, રાખી અમર થશું હા !
મારી ઉમેદવારી, તારી દયાળુતાની
સફળા કરીજ દઈને, મણિ રામમાં મિલાવા

## એજ.

બહુ મલ્લ તેંજ માર્યો, તેથી થયુંજ શું છે ?
મલ્લી મળી ન આવી, પ્રભુ ગર્વ શુંજ રાખે ?
તુંથી કંઈ અનેરા છેકે ન મલ્લ વિશ્વે
આ ખેલમાં તું દેખે, એ આશ એક મારી
જ્યાં આવશેજ ટાણું મર્દાનગી બતાવું
મમ દાવ પેચ જોજે, રેશમ સમો બનાવું
સામર્થ્ય સમજી જઈને, મંજુર અર્જ કર આ
વિભુ ! હે ! દયા ઘના તું, મણિરામમાં મિલાવે,

## એજ.

ધનુ બાણુ ઝોંડી લેશું, નહિ દાદ લેશ દેશું
વળશુંજ પૂગી પ્યારા ! એ માનજે જ સાચું
તલ શક્તિ એજ શક્તિ, અનુરક્તિ એજ ભક્તિ
જાદુઇ પૂતથીની, જગનાથ તુંય જોજે

હઠ રાખીને ઉભો તું, શું ફાયદો કમાશે ?
તું મર્દ કયાંથી જાગ્યો ? ભ્રમણા ભરી મગજમાં
સહુ તૂટશે તુમાખી, નહિ આ ઝડધ ખમાશે
ટુંકા પતાવી ટંટા, મણિરામમાં મિલાવો

## રાગ—આવો આવો પધારો

ભલે આવ્યાં ! અણમોલાં પરોણાં આ ગામ
સ્વાગત સુ સ્નેહનું સ્વિકારજો. ટેક.

સદ કામ કરો હર્ષથી ખેરાતનાં
મૂલ આંકે કો ? આપ ઝવેરાતનાં
ધન્યવાદે ગામડિયાં વધાવતાં તમામ. સ્વા૦
સ્વયં સંતોષ સુગુણ વડે શોભતાં
ધર્મ મંદીરના આભ થોભ મોભલાં
ચર્ણરજથી પવિત્ર કર્યાં આજે અમ ધામ. સ્વા૦
રંગ રંગ જંગી સ્નેહ સુધા તાંબુલી
વડે રંગ્યાં કરૂણાથી કુડાં કાં ભુલી
ગાંડાં ઘેલાં સત્કાર કરે શુંજ ? ઘેણાં વામ. સ્વા૦
પ્રાણ પ્રિયતમ સૌ આપ હો ! પરોણુલાં
જડે જગતે જરી ન જેનાં જોડલાં
ગણી પોતાનાં અમને કીધાં સનાથ આમ સ્વા૦
સદાવ્રતના આધાર રૂપ સાધ્વિઓ !
ભજો દેવ કરો સેવને ઘણું જીવો
સર્વદા પ્રસન્ન તમપરે રહોજ મણિરામ. સ્વા૦



## હાથ-પગ ચમક્યેં.

ઉગર જાગ્યુંરે જીવન જોવા સારૂ,
આંખ ખોલીને જોઉં, આંખ ટાળીને જોઉં, ધાંખ ધારીને જોઉં. ટે.
વૃત્તિ આસુરીરે જોવા ટાણે વિઘ્નો નાંખતી,
વિઘ્ન ટાળી દોડીશ, જાળ તોડી દોડીશ, નેણું નેણું જોડીશ. ઉ૦
વિષમ વાટેરે ઘાટે ઘાટે વેરી ઉભાયાં,
મારી શત્રુને ધાઇશ, કદિ કોથી ન કાઇશ, ખોટ લેશે ન ખાઇશ. ઉ૦
ધીરજ ધારીરે ધ્યાને ધ્યાને વૃત્તિ જોડતાં,
ધીમે ધીમે પુગીશ, સ્થીરતાથી ઠરીશ, મચક લેશે ન દઇશ. ઉ૦
અખિલ વિશ્વેરે પ્રેમ પ્રેમી પ્રેમસ્થાન ઐક્યતા,
ભાળી ભાળી હરખીશ, શુદ્ધ ચિત્તે પરખીશ, મણિસમે નીરખીશ. ઉ૦

---

